॥ ओ३म् ॥

# ગુરુકુલો પર પ્રસરતો અંધારપટ

## (નિદાન અને ચિકિત્સા)

असतो मा सद्गमय
नमसो मा ज्योतिर्गमय
कच्चित् गुरुकुले वासः ?
द्विजो विज्ञाय विज्ञेयं
नमसः पारमश्नुते । (ભાગવત)


લેખક :

શ્રી. દિનેશ નર્મદાશંકર ત્રિવેદી, સુરત



પ્રકાશક :

શ્રી. બાબુભાઈ કુબેરદાસ

મંત્રી, મું. પ્ર. આ. પ્ર. સભા, આણંદ.

ગુરુકુલાબ્દ : ૩૯   સન્ ૧૯૪૦   દયાનંદાબ્દ : ૧૧૬

મૂલ્ય : ૦-૨-૦

# અનુક્રમણિકા

ગુરુકુલ શિક્ષાપ્રણાલિના જ્યોતિર્ધર
અને પુનરુદ્ધારક.

વિષ પીને બલિ થનાર



મહર્ષિ દયાનંદ સરસ્વતી

ગુરૂકુલ શિક્ષાપ્રણાલિના જ્યોતિર્ધર અને પ્રણાલિને
મૂર્ત સ્વરૂપ આપનાર મહાન શિક્ષણશાસ્ત્રી.

ગોળીથી વીંધાઇને અમર થનાર



રાજર્ષિ સ્વામી શ્રદ્ધાનંદજી
( મહાત્મા મુંશીરામજી )

# લેખકના બે બોલ

"આર્યપ્રકાશ" માંની લેખમાળાને પુસ્તિકાનું રૂપ આપવા માટે હું શ્રી મું. પ્ર. આર્ય પ્રતિનિધિ સભાના મંત્રી શ્રી. બાપુભાઈજીનો આભાર માનું છું. આર્યજનતાને મારા વિચારોનો લાભ મળે, વિચારકો તે પર પોતાના વિચારો રજુ કરી શકે અને ભાવિ-પ્રજાને આ પાનાઓમાંથી કાંઈક દિગ્દર્શન થાય; એવી મારી કાંઈક અભિલાષા ખરી. હું શિક્ષણશાસ્ત્રી કે મહાન વિચારક થવાનો દાવો કરતો નથી. પણ મેં જે જાણ્યું અને વિચાર્યું છે તેને સત્ય છતાં બને તેટલા પ્રિય સ્વરૂપમાં રજુ કરવાનો પ્રયત્ન કર્યો છે. આ પુસ્તિકાની પ્રસ્તાવના પ્રો. ઇન્દ્ર વિદ્યાવાચસ્પતિએ લખી આની શોભામાં ચમક આણી છે. તેઓશ્રી ગુરુકુળ હરિદ્વાર (કાંગડી) ના સ્થાપક મહાત્મા મુંશીરામજીના પુત્ર છે. ગુરુકુળની પહેલી પ્રતિભાવાન પૂંજી (asset) છે. એમને ગુરુ-કુલ શિક્ષાપ્રણાલિની બંને બાજુઓનો સંપૂર્ણ સ્વાનુભવ હોવાથી એમના વિચારો અમૂલ્ય કહી શકાય. એમણે મારી વિનતિનો સ્વીકાર કરીને જે પ્રસ્તાવના લખી આપી છે તે માટે હું એમનો આભાર માનું છું.

આ પ્રસંગે મારાં પૂજ્ય માતપિતાના ઉપકારનો સ્વીકાર કરી લઉં. એમની ગુરુકુલ શિક્ષાપ્રણાલિ તરફની અખંડ શ્રદ્ધા અને પ્રેમને પરિણામે હજીપણ તેઓ આ પ્રણાલિની જ્યોતિને કુટુંબમાં સળગતી રાખી રહ્યા છે. એમની શ્રદ્ધા અને ભક્તિની પ્રેરણાનું ફળ આ પુસ્તિકા છે. તેથી વિનીત ભાવે આ પુસ્તિકા હું એમને સમર્પણ કરૂં છું.

ગુરુકુલ વિશ્વવિદ્યાલય કાંગડીના મુખપત્ર "गुरुकुल" (સાપ્તા-હિક)માં આનો આર્યભાષામાં જે અનુવાદ લેખમાળા તરીકે પ્રકટ

થઇ રહ્યો છે તે માટે ગુરુકુલના આચાર્ય સ્વામી અભયદેવજીનો અને મુખ્યાધિષ્ઠાતાજી પ્રો. સત્યવ્રતજીનો આ તકે આભાર માનું છું. સ્નાતક ભાઇ ધર્મરાજજી વેદાલંકાર જે ભાવવાહી અનુવાદ કરી રહ્યા છે તેને માટે પણ તેમને ધન્યવાદ ઘટે છે.

આ પુસ્તિકામાં મેં જે વિચારો રજુ કર્યા છે તે શુદ્ધ બુદ્ધિથી રજુ કર્યા છે. એટલું જ નહિ પણ હું હજીપણ માનું છું કે એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે સ્વતંત્ર ભારતને શિક્ષાના ક્ષેત્રમાં 'ગુરુકુલ'ની જરૂર પડશે. એ ભવ્ય સ્વપ્નની ઝાંખી કરવાની અને તે દ્વારા મહાન ભારતના અરુણોદયને નીરખવાની પ્રભુ આપણને તક આપે એવી અભિલાષા સાથે વિરમું છું.

સોની ફળીઆ, સુરત
તા. ૧-૮-૪૦

દિનેશ ત્રિવેદી




ગુજરાતમાં ગુરુકુલ શિક્ષાપ્રણાલિના પ્રેરક

અને

મું. પ્ર. આર્ય પ્રતિનિધિ સભાના ગુરુકુલના સ્થાપક.



રાજર્ષિ સ્વામી નિત્યાનંદજી




# પ્રારંભિક શબ્દ

**શ્રી. દિનેશ ત્રિવેદીને** ગુરુકુલ શિક્ષાપ્રણાલી ઔર ગુરુકુલ કી સંસ્થા કે સમ્બન્ધ મેં ઇસ પુસ્તિકામેં જો વિચાર પ્રકટ કિયે હૈં, મૈંને ઉન્હેં પઢ લિયા હૈ. ત્રિવેદીજી ગુરુકુલ શિક્ષાપ્રણાલી કે મૂલતત્વોં કે સમર્થક હૈં. પરંતુ આપ વર્તમાન ગુરુકુલોં કી નીતિ રીતિ મેં કઈ પરિવર્તન ચાહતે હૈં. આપકે પેશ કિયે હુએ સબ સુધારોં પર વિસ્તૃત સમ્મતિ ન દેતા હુઆ—મૈં ઇતના લિખ સકતા હૂં કિ ઉન સુધારોં કી ભાવના સે મૈં સહમત હૂં.

કોઈ ભી માનવી સંસ્થા સદા એક રૂપ મેં નહીં રહ સકતી નઇ પરિસ્થિતિયોંસે નઇ સમસ્યાયેં પૈદા હોતી હૈં, જિન્હેં હલ કરને કે લિએ નયે ઉપાયોં કા પ્રયોગ આવશ્યક હો જાતા હૈ. જો માનવી સંસ્થા પરિસ્થિતિ કે અનુસાર નહી બદલ સકતી, ઔર સમય કે સાથ પૈદા હોનેવાલી ઉલઝનોં કો નહીં સુલઝા સકતી, વહ મનુષ્ય જાતિ કે લિએ કેવલ અનાવશ્યક વસ્તુ હી નહીં, હાનિકારક ભી હો જાતી હૈ.

શિક્ષા કા વિષય તો નિરંતર ઉન્નતિશીલ હૈ. પૃથ્વી કે સભી દેશોં કે યોગ્યતમ સિદ્ધાન્તોં કે દિમાગ ઇસ પ્રશ્ન કે હલ કરને મેં લગે રહેતે હૈં કિ બાલકોં કો ઉત્તમ સે ઉત્તમ મનુષ્ય ઔર શહરી બનાને કે લિએ કિન ઉપાયોં કા પ્રયોગ કિયા જાય? હરેક દેશ કે શિક્ષાવિજ્ઞોં કી રાય હૈ કિ વહ પ્રાચીન ઔર અર્વાચીન શિક્ષા–પદ્ધતિયોં કા અનુશીલન કર કે ઉન મેં સે અપને દેશ કી પરિસ્થિતિયોં કે અનુકૂલ વસ્તુઓં કો ગ્રહણ કરેં, તાકિ પુરાને અનુભવોં ઔર નયે વિચારોં સે પૂરા લાભ ઉઠાકર વહ જાતિ કે નિર્માણ મેં સહાયક બન સકેં.

ગુરુકુલ શિક્ષા પદ્ધતિ કે મૂલતત્વ મનુષ્ય પ્રકૃતિ પર અવલમ્બિત હૈં. મનુષ્ય પ્રકતિ કા એક બડા ભાગ ઐસા હૈ કિ જિસે લગભગ

અપરિવર્તનશીલ કહ સકતે હૈં. ક્યોં કિ ગુરુકુલ શિક્ષાપ્રણાલી કે મૂલતત્વ ઉન અપરિવર્તનશીલ સચાઇયોં પર અવલમ્બિત હૈં, ઇસ કારણ ઉન મેં તો અધિક રદ્દો બદલ નહીં હો સકતા, પરંતુ જો એક છોટા અંશ મનુષ્ય પ્રકૃતિ મેં ભી પરિવર્તનશીલ હૈ, ઉસ પર સમય કી પરિસ્થિતિયોં કા પૂરા પ્રભાવ પડતા રહતા હૈ. સ્પષ્ટ હૈ કિ દેશ કે શિક્ષાવિજ્ઞોં કો સમય કી નબ્જ પર સદા સાવધાનતા પૂર્ણ હાથ રખના ચાહિએ, તાકિ ઐસા ન હો કિ દેશ કી શિક્ષાપ્રણાલી સમય સે પિછડકર ભાવિ સન્તતિ કે લિએ હાનિકારક સિદ્ધ હો.

ગુરુકુલ શિક્ષાપ્રણાલી કી જડેં દેશ કે સુદૂરવર્તી ભૂતકાલ મેં ગડી હુઇ હૈં. ઉસ કા મૂલ સ્રોત પ્રાચીન ભારતીય સંસ્કૃતિ મેં તલાશ કિયા જા સકતા હૈ. ઇસ કારણ વહ ભારતી બચ્ચોં કી મનોવૃત્તિ કે અનુકૂલ હૈ. સાથ હી હમેં યહ ભી યાદ રખના ચાહિએ કિ ભારત કી પરિસ્થિતિ મેં જમીન આસમાન કા અન્તર આ ગયા હૈ. સંસાર કે સમ્પર્ક ને ઉસકે વાતાવરણ કો બહુત કુછ બદલ દિયા હૈ. ઉસ પરિવર્તન કે અનુસાર આવશ્યક હૈ કિ હમ અપની શિક્ષા પદ્ધતિ મેં ભી આવશ્યક પરિવર્તન કરેં.

મૈં લેખક કે કુછ પ્રસ્તાવોં સે પૂર્ણરૂપ મેં સહમત ન હોતા હુઆ ભી યહ કહ સકતા હું કિ ઉનકે પેશ કિયે હુએ અધિકતર સુધાર ઉપયોગી ઔર વિચારણીય હૈં. ગુરુકુલ કે સંચાલકોં કો ઉનપર સાવધાનતા સે વિચાર કરના ચાહિએ.

૨૬ જુલાઇ ૧૯૪૦ }
દેહલી }

ઇન્દ્ર વિદ્યાવાચસ્પતિ

# "બ્રહ્મચર્ય"

ब्रह्मणे वेदविद्यायै चर्यते तद्‌ब्रह्मचर्यम् ।
ब्रह्मचर्येण तपसा राजा राष्ट्रं विरक्षति
आचार्यो ब्रह्मचर्येण ब्रह्मचारिणमिच्छते ॥

(અથર્વવેદ)



ब्रह्मचर्येण वै लोकान् जयन्ति परमर्षयः ।

(મહાભારત)



ब्रह्मचर्यं आयुष्यकराणाम् ।

(ચરક)



आयुः तेजो बलं वीर्यं प्रज्ञा श्रीश्च महायशः ।
पुण्यं च मत्प्रियत्वं च हन्यते ऽ ब्रह्मचर्यया ॥

(સ્મૃતિ)



## "આર્ય"



कुलं शीलं दया दानं धर्मः सत्यं कृतज्ञता ।
अद्रोह इति येष्वेतत्तानार्यान् वै प्रचक्षते ॥

॥ ओ३म् ॥

# ગુરુકુલો પર પ્રસરતો અંધારપટ

## ( નિદાન અને ચિકિત્સા )



### ગુરુકુલ પ્રણાલિ: ત્રિકાલાબાધિત સત્ય.

**આર્યસંસ્કૃતિને** મોટો ધક્કો પહોંચાડીને હિન્દવાસીઓના માનસને પૂરેપૂરૂં ગુલામ બનાવવા માટેનું 'ઇન્જેક્શન' મેકોલેની શિક્ષાપદ્ધતિએ આપ્યા પછી એના ઉતાર antidote તરીકે જો એક પણ રાષ્ટ્રીય શિક્ષણ-પ્રથાએ જન્મ લીધો હોય તો તે ગુરુકુલ શિક્ષાપદ્ધતિ હતી અને એ સત્ય આજે પણ છે. કોઇ પણ પ્રજાની સંસ્કૃતિના રક્ષણ માટે જોઇતાં બધાંયે લક્ષણો આ પદ્ધતિમાં હતાં અને છે. એ પદ્ધતિને મૂર્તસ્વરૂપ 'ગુરુકુલો' રૂપે રાજર્ષિ શ્રદ્ધાનંદજીએ આપ્યું અને હજી પણ આંતરરાષ્ટ્રીય શિક્ષણ-શાસ્ત્રીઓને 'ગુરુકુલ'માંથી કાંઇ પણ જાણવાનું મળતું રહે છે. મેં આજથી પાંચ વર્ષ પૂર્વે "આર્યપ્રકાશ"ના અગ્રલેખોમાં ઘણીયે વાર લખ્યું છે કે ગુરુકુલોની જરૂર આર્યસમાજના અસ્તિત્વ માટે છે-આર્યસંસ્કૃતિના રક્ષણ માટે છે અને ભાવિ આર્યરાષ્ટ્રની સ્થાપના માટે છે. છતાં કેટલાક સંયોગોએ હિન્દનાં ક્ષિતિજમાં ડોકીયાં કર્યાં છે કે જેથી ગુરુકુલોનો દીપક બુઝાઇ જશે

એવી આશંકા થઇ રહી છે. સત્ય ત્રિકાલાબાધિત હોય છે અને વૈદિકધર્મના શાશ્વત સિદ્ધાંતો ત્રણે કાળમાં ફરતા નથી એ જ આ ધર્મની વિશેષતા છે. હજારો વર્ષના સતત મંથન પછી નિઃસ્વાર્થી અને તપસ્વી ઋષિઓએ બાળકને 'દ્વિજ' બનાવવા માટે જે શિક્ષણ પદ્ધતિની મૌલિક શોધ કરી છે તે જેટલી ઉપયોગી ભૂતકાલમાં હતી તેટલી જ ઉપયોગી આજે પણ છે અને રહેશે. જે પ્રણાલિના પ્રયોગની વેદી પર હજારો શ્રદ્ધા–પુંજ માતાપિતાઓએ પોતાના ગભરૂ બાળકોને અત્યાર સુધી અર્પણ કર્યાં છે એ પ્રયોગની નિષ્ફળતાની આશંકા હૃદયને ડહોળાવી નાંખે છે. જે પ્રણાલિએ ભારતના બ્રાહ્મણને 'ઋષિ' બનાવ્યો, જે પ્રણાલિએ સુદામા અને કૃષ્ણ સમાન મિત્રો ઉત્પન્ન કર્યા, જે પ્રણાલિએ બાણાવલિ અર્જુનને ઉત્પન્ન કર્યો અને જે પ્રણાલિએ વેદની ઋચાઓના ઋષિઓ ઉત્પન્ન કર્યા તે પ્રણાલિ ભારત માટે—આ ગુલામ હિન્દ માટે આજે પણ એટલી જ ઉપયોગી છે એટલું જ નહિ પણ હાલને તબક્કે તો આ જ એકલી પ્રણાલિ ઉપયોગી છે.

છતાં પ્રશ્ન થાય છે કે આજે આમવર્ગની શ્રદ્ધા અને પ્રેમ ગુરુકુલો માટે જેવાં પહેલાં હતાં તેવાં આજે કેમ રહ્યાં નથી? ગુરુકુલોના સ્નાતક સ્નાતિકાઓએ, એ પ્રણાલિનાં પરિણામરૂપ હોવા છતાં સમાજને જેવો ફાળો આપવો જોઇતો હતો તેવો ફાળો તેમણે આપ્યો નથી, અને ગુરુકુલોની સંખ્યા વધવાને બદલે અમુક કારણોને લીધે ઘટી રહી છે; એટલું જ નહિ પણ ગુરુકુલોના દીવાઓ ઓલવાતા જાય છે. આનું શું કારણ? ગુરુકુલની સ્થાપના શા હેતુથી થઇ? એ હેતુ વાજબી અને યુગધર્મને અનુકૂલ હતા કે કેમ અને તેનાં પરિણામ શાં આવ્યાં? જે ગુરુકુલો માટેની બાંગે દાયકાઓ સુધી વિધર્મી અને વિદેશીઓના દીલમાં બેચેની ઉભી કરી હતી તે ગુરુકુલ માટેનો પોકાર આજે મંદ કેમ બનતો જાય છે અને ખુદ

આર્યસમાજ એને માટે બેદરકાર, અશ્રદ્ધાળુ, પ્રમાદી અને નિરુત્સાહિત થતી કેમ જોવામાં આવે છે? દીપકમાં સળગવાની ઇચ્છા છે: દીવેટ છે; ખડીયો સાબૂત છે તો પછી તેલ પૂરવાનું કામ કેમ અટકવું જોઇએ? જો ખડીયો સારો ન હોય તો તે બદલવો જોઇએ; જો દીવેટ પૂરી થઈ ગઈ હોય તો નવી બદલવી જોઇએ; પણ દીપકમાં પૂરવાનું 'તેલ' તો અક્ષયપાત્રમાં ભરેલું પડયું છે તેમ છતાં શામાટે ખંડ ખંડને પ્રકાશ આપી ઝગમગતો રાખનાર દીપક હંમેશ માટે ઓલવાઈ જાય? આર્ય હૃદયને આવા વિચાર કરતી વખતે કંપારી આવે છે. પોતાના ચિરકાલથી સેવેલા શસ્ય શ્યામલા-નંદનવનને વેરાન થતું જોવાની તક મળે તે કરતાં એને મૃત્યુ વધું વ્હાલું લાગે છે.

વર્તમાન ચાલુ શિક્ષણ પદ્ધતિ અને શિક્ષણાલયો તથા ગુરૂ-કુલ પદ્ધતિ અને ગુરુકુલોનો આ લેખકને સ્વાનુભવ છે અને બંને પદ્ધતિઓ અને શિક્ષણાલયોના ગુણ દોષ એક તટસ્થ વિચારકની નજરે જોવાની ટેવ પડી ગઈ હોવાથી કેટલાંક કટુ સત્યો આ લેખમાં લખાશે તો તે ફકત શુભ હેતુથીજ લખાશે.

એ વાત તો સિદ્ધ સમજવીજ જોઇએ કે ભારતના ઉદ્ધાર માટે એકજ શિક્ષણ પદ્ધતિ છે અને રહેવી જોઇએ અને તે ગુરુકુલ શિક્ષા પ્રણાલિ. પણ એ પ્રણાલિના અમલ માટે દેશ-કાલ પાત્ર અનુસાર જુદાં સ્વરૂપો ઘડાવાં જોઇએ એમાં શક નથી. પ્રકાશ જોઇએ છે એ વાત ખરી. પ્રકાશ આપનાર દીવો છે એ વાત ખરી. દીવો સળગતો રાખવા માટે energy (ઘાસતેલ-વીજળી દીવેલ રૂપે) ની જરૂર છે એ વાત પણ ખરી, આ ત્રણ બાબતમાં બે મત હોઇ શકે જ નહિ. પણ એ પ્રકાશને કયાં, કેવી રીતે અને કેવાં સાધનદ્વારા પ્રકટાવવો જોઈએ એ નકકી કરવાનું કામ તત્કા-લીન શિક્ષણ શાસ્ત્રીઓનું છે અને જો સાચા શિક્ષણશાસ્ત્રીઓના

હાથમાં ગુરુકુલોનું નિયમન નહિ હશે તો યોગ્ય પારવર્તનને અભાવે સુદર સંસ્થાઓનું અંતર્ધાન થતાં વાર નહિ લાગે. સમાજે ખર્ચેલા પૈસા, ઉઘરાવીને આપેલા દાન અને વચનો, માબાપોએ વેઠેલા વિયોગોનાં વ્હાણાં; એ સૌને વટાવી દઇને જે સંસ્થાના સંચાલકો પીછેહઠ કરશે તો તેને માટે ભાવિ પ્રજા આશિષ આપશે કે શ્રાપ આપશે, તે ભાવિ નક્કી કરશે. આત્મા શરીરો બદલે છે તેમ પ્રણાલિ માટે સંસ્થા બદલાય–સંસ્થાનું બંધારણ બદલાય તો શું? પણ તેને માટે ગુરુકુલ પ્રેમીઓએ ગંભીરાઇથી બેસીને કદીયે વિચાર વિનિમય કર્યો છે ખરો ? મેં જ્યારે ગુરુકુલોના સંગઠનની વાત ખાસ કરીને ગુજરાત માટે ઉપાડેલી ત્યારે જે ભાવિ ભાખેલું તે આજે ખરૂં થતું જાય છે. ગુજરાતની પુણ્ય ભૂમિમાં, મહર્ષિ દયાનંદ–કૃષ્ણ અને ગાંધીના મહાગુજરાતમાં ત્રણ ત્રણ ગુરુકુલ–સૂર્યોનો ઉદય થયો અને આજે શું હાલત છે? સૌરાષ્ટ્રને આરે મહર્ષિના સ્મારક રૂપ સોનગઢ ગુરુકુલની ઉત્તરોત્તર પ્રગતિ જોઇને તટસ્થ આર્ય વિદ્વાનો ગર્વ લેતા હતા. ત્યાંના શિક્ષણ અને આબોહવાને પરિણામે તેજસ્વી સ્નાતકોની એક ફોજ નીકળી અને બીજી નીકળવાની તૈયારી હતી. ત્યાં તો ગુરુકુલ–હાઇસ્કુલ બની એવા સમાચાર કાને અથડાય છે. જે ગુરુકુલ માટે સ્વર્ગસ્થ આચાર્ય રામદેવજી, કવિવર ન્હાનાલાલજી અને અન્ય સમર્થ વિચારકો ઉજ્જવલ ભાવિના સંકલ્પો વેરતા હતા, જે ગુરુકુલના ઉપસ્નાતકોના ગંભીર લેખો અને ભાષણોથી ગુજરાત આશા ધરાવતું હતું કે સારા પ્રચારકો પાકશે; જે ગુરુકુલના બ્રહ્મચારીઓએ હરીપુરા કોંગ્રેસમાં સ્વયંસેવકો તરીકે કાર્ય કરીને પ્રમાણિકતા અને નિયમની પરીક્ષા પાસ કરી હતી તે ગુરુકુલ આજે ગુરુકુલ શિક્ષા પ્રણાલિને તિલાંજલિ આપે એ માન્યામાં આવતું નથી. પેલા હિજરતીઓનાં બાળકો જ્યારે શિક્ષણવિહોણા ફરતાં હતાં તે વખતે સોનગઢના પ્રાણસ્વરૂપ શ્રી ચતુરભાઇજી અને તેમના

સહકારીઓ અને 'ગુરુકુલ' રૂપી રાષ્ટ્રીય સંસ્થા ન હોત તો એમને કોણ આશ્રય આપત? જો સોનગઢ ગુરુકુલ તે વખતે હાઇસ્કુલ હોત તો દેશની ભીડ વખતે દેશના બાળકો એનો આશરો લઇ શકતે ખરા? સંચાલકોની ઘણીયે મરજી છતાં સરકારી સંસ્થા હોવાના કારણે એ બાળકોને આશ્રય આપવાનું પુણ્યકાર્ય થઇ શકયું ન હોત. અને આજે હાઇસ્કુલની વિશેષતા નથી. વિશેષતા અને વિશિષ્ટતા તો ગુરુકુલોની અને ગુરુકુલોની જ રહેશે. પણ આમ કેમ થયું? કયાં કારણોએ ગુરુકુલોના પાયા હચમચાવ્યા છે અને કયા ઉપાયો લેવાવા જોઇએ તેની સમાલોચના મારી બુદ્ધિ અને શકિત મુજબ કરીશ.

## ગુરુકુલ: સંઘરૂપ સંસ્થા:

"ગુરુકુલ" નામ પ્રાચીન ગ્રંથોમાં મળી આવે છે અને તેના તે વખતના બંધારણનો જે આછો ખ્યાલ છુટાછવાયા લખાણો પરથી એવો મળી આવે છે કે બ્રહ્મચારીઓ અમુક વિષયના નિષ્ણાત ઋષિ પાસે વિષયના Specialisation માટે જતા હતા. ત્યાં પટ્ટશિષ્ય–પરંપરાએ શિક્ષણ અપાતું હતું. એક ઋષિનું કુલ (Family) તેજ 'ગુરુકુલ' હતું. તેમાં કૌટુંબિક ભાવનાથી પ્રાંતપ્રાંતના બાળકો ભણતા અને સંસ્કૃતિનું પીયૂષ પીતા હતા. ઋષિ અને ઋષિપત્નીના સાંનિધ્યમાં તેઓ ભણતા અને ભણી રહ્યા પછી પણ રાજ્યાશ્રયથી અને આચાર્યની પ્રેરણાથી એ બાળકની યૌવનાવસ્થાનું વહન તે માર્ગે થતું હતું. સ્નાતક અમુક વિષયમાં પારંગત થાય તેવી પ્રથા હતી. Jack of all and master of none જેવી હાલત ન હતી. ઉપનિષદોમાં આવેલી આખ્યાયિકા દ્વારા તે વખતના શિક્ષણની શૈલીનો પણ આછો ખ્યાલ આવે છે. પ્રશ્નોત્તરો દ્વારા નાની નાની વાતો દ્વારા, અને Manual labour શ્રમ–પૂર્ણ કાર્ય (લાકડાં કાપવાં, દૂધ દોવું, ભિક્ષા માંગવી,

ગાયો ચરાવવી વગેરે. ) દ્વારા શિક્ષણુ અને સંસ્કૃતિ અપાતાં હતાં. રાજ્યનો આશ્રય હતો; સમાજનો પ્રેમ અને સહકાર હતા. તે વખતના ગુરુકુલોનો સંગઠિત અને સ્પષ્ટ ઇતિહાસ આપણને પ્રાપ્ય નથી. પણ બૌદ્ધ–કાળમાં રાષ્ટ્રીય શિક્ષણની મોટી મોટી વિદ્યાપીઠો હતી એવો ઇતિહાસ મળી આવ્યો છે. નાલંદા અને તક્ષશિલા જેવી મોટી સંસ્થાથી માંડીને ગામડાની નાનકડી શિક્ષણસંસ્થા સુધી એકતાનતા હતી અને એ સંસ્થાઓ પ્રજાના ખર્ચે ચાલતી હતી. વારાણુસીના બોધિસત્વ નામના વિખ્યાત ગુરુ પાસે પાંચસો યુવાન બ્રાહ્મણો વિજ્ઞાનનું શિક્ષણ લેતા હતા. એ ગુરુને એકવાર વિચાર આવ્યો હતો કે જ્યાંસુધી હું વારાણુસીમાં રહું છું ત્યાંસુધી મારા વિદ્યાર્થીઓ અભ્યાસમાં પ્રવીણ બની શકતા નથી. તેથી હિમાલયના ઢોળાવ ઉપર જંગલમાં ઘર બાંધીને રહીશ અને ત્યાં શિક્ષણ આપીશ. આ સંબંધી "તિત્તિરજાતક" નામના ગ્રંથમાં જે દાખલો છે તે સ્મરણીય છે. તેમાં જે લખ્યું છે તેનો સાર ઉદ્ધૃત કરું છું. ગુરુએ વિદ્યાર્થીઓને પોતાનો વિચાર જણાવ્યો અને જંગલમાં જઇને કુટીર બાંધી તેમાં રહેવા લાગ્યા. વિદ્યાર્થીઓએ પણ પોતાની ઝુંપડી બનાવી લીધી અને ગામના લોકોએ અનાજ, ગાયો અને બીજી ચીજોની ભેટ ધરી દીધી. આ રીતે વિદ્યાર્થીઓ ગુરુની દેખરેખ નીચે એક સ્થળે રહી, વસી, ભોજન કરીને સંઘ જીવન વીતાવતા હતા. આ સંસ્થાઓમાં ધર્મ, કળા અને વિજ્ઞાનનું શિક્ષણુ અપાતું હતું. બૃહદારણ્યક ઉપનિષદમાં "પાંચાલોની સમિતિ" નો ઉલ્લેખ શિક્ષણુસંસ્થાના અસ્તિત્વને સાબીત કરે છે. ઉપનિષદોના સમયથી માંડીને નાલંદાના તથા વિક્રમ શિલાના વિનાશના સમય સુધીમાં ઘણીયે વિદ્યાપીઠો થઇ પણ તેની પૂર્ણ માહિતી પ્રાપ્ત નથી. વેદાભ્યાસ માટે વિદ્યાર્થીગૃહ અને પાઠશાળા નીભાવવા માટે તે વખતનો સમાજ કેવું દાન કરતો હતો તેનો પુરાવો ઇ. સ. ૧૦૨૫ ના રાજેન્દ્ર ચોલના જમાનાના

એક શિલાલેખ પરથી મળી આવે છે. તેમાં લખ્યું છે કે રાજ-રાજ–વિષ્ણુગરના મંદિરમાં ઋગ્વેદ ભણનારા ૭૫, યજુર્વેદ ભણનારા ૭૫, છાંદોગ–સામ ભણનારા ૨૦, તલવકાર–સામ ભણનારા ૨૦, વાજસનેય ભણનારા ૨૦, અથર્વ ભણનારા ૧૦, બૌદ્ધાયનીય ગૃહ્યકલ્પ અને ગણ ભણનારા ૧૦ અને બીજા વિદ્યાર્થીઓ મળીને કુલ ૨૭૦ વિદ્યાર્થીઓમાંના દરેકને છ "નાળિ" ડાંગર મળતી હતી. અને વ્યાકરણ, પ્રભાકર, તથા વેદાંત ભણનારા ૭૦ વિદ્યાર્થીઓમાંના દરેકને દરરોજની બે "નાળિ" ડાંગર મળતી હતી. વેદો શીખવવા માટે નીચેનો Staff રખાયો હતો:—

| | |
|---|---|
| ઋગ્વેદ શીખવનાર– | ૩ |
| યજુર્વેદ ,, | ૩ |
| છાંદોગ્ય ,, | ૧ |
| તલવકાર–સામ | ૧ |
| વાજસનેય શીખવનાર | ૧ |
| ગૃહ્યસૂત્ર શીખવનાર | ૧ |

આ ઉપાધ્યાયોના જીવન નિર્વાહ માટે મંદિરને ૪૫ 'વેલિ' જેટલી જમીન અપાઈ હતી અને આ આખી સંસ્થાનો નિભાવ ત્યાંની '**ગ્રામસભા**' કરતી હતી. આ જમીન કરથી મુક્ત હતી અને વિદ્યાર્થીઓ તથા આચાર્યોને અમુક કર્તવ્યોમાંથી પણ મુક્ત કરવામાં આવ્યા હતા.

આ ઉપરથી એટલું તો સમજાય છે કે ગુરુકુલ એક સંસ્થા તરીકે વેદના કાલમાં જ અસ્તિત્વ ધરાવતું હતું એમ નહિ પણ બૌદ્ધ–યુગે તો એની સંઘ શક્તિમાં જે બળ પુર્યું હતું તે આવી સંસ્થાઓને આભારી હતું. પ્રાચીન કાલ તરફ આટલી દૃષ્ટિ નાંખ્યા પછી આપણે વર્તમાનકાલ તરફ આવીએ. મહર્ષિએ વેદોના પુનરુદ્ધાર સાથે સાથે "ગુરુકુલ" રૂપી હૂમાપક્ષીને તેની રાખમાંથી

સજીવન કર્યું. એમણે આદેશ કર્યો–"જે બાળકને પાંચ વર્ષની ઉંમર સુધી માતા, ૫ થી ૮ સુધી પિતા, ૮ થી ૨૫ વર્ષ સુધી (કન્યાને ૮ થી ૧૬ વર્ષ સુધી) આચાર્યની શિક્ષા મળે તેજ પુરુષ અથવા સ્ત્રી વિદ્વાન અથવા વિદુષી થાય છે. (જુઓ સંસ્કારવિધિ) આવું બીજારોપણ 'ગુરુકુલ' માટે કરવા ઉપરાંત મહર્ષિએ સત્યાર્થપ્રકાશમાં માતપિતાનું શું કર્તવ્ય શિક્ષણની બાબતમાં હોઇ શકે તે તેમણે બતાવતાં જણાવ્યું. "સંતાન સભ્ય અને પોતાનાં અંગો સાથે ખરાબ ચેષ્ટા ન કરી શકે તેવું શિક્ષણ બાળકોને માબાપોએ આપવું જોઇએ. બાળકને શુદ્ધ ઉચ્ચાર કરતાં, વડીલો સાથે માનપૂર્ણ વાણીથી બોલતાં શીખવવું જોઇએ. સંતાન સંયમી વિદ્યાપ્રિય અને સત્સંગી બને તેવી કોશીષ કરવી જોઇએ. ઉપસ્થેન્દ્રિયના નકામા સ્પર્શથી નપુંસકતા પ્રાપ્ત થાય છે તેથી એવું બાળકો ન કરે તે ધ્યાન રાખવું જોઇએ. હંમેશ સત્ય ભાષણ તેમની પાસે કરાવવું જોઇએ. દેવનાગરી અને અન્ય લિપિઓનો તથા સારી શિક્ષાનો લાભ આપવો જોઇએ. શ્લોક સૂત્રો વગેરે કંઠસ્થ કરાવવાં જોઇએ." આટલો ઉપદેશ આપ્યા પછી મહર્ષિએ આચાર્ય, અને ઉપાધ્યાય માટે વ્યવહાર-ભાનુમાં અને પઠપાઠન વિધિ કેવી હોવી જોઇએ તેને માટે સત્યાર્થપ્રકાશમાં અને ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકામાં જે નીચોડ આપ્યો છે તેને પરિણામે મહર્ષિના એક મહાન શિષ્ય મહાત્મા મુંશીરામજીએ 'ગુરુકુલ' ને ક્રિયાત્મક રૂપ આપ્યું. ગુરુકુલ સંસ્થા કયા હેતુથી બનાવવામાં આવી તે સ્પષ્ટ છે. મહાત્માજીનું આખુંયે જીવન વેદધર્મના અને મહર્ષિના સિદ્ધાંતોનો પ્રચાર કરવા પાછળ ગયું હતું. એમણે સ્વ. લેખરામજીને પગલે ચાલીને 'પ્રચારક'નું કામ ઝડપ્યું હતું. તેમાંથી અમુક સંજોગો મળતાં એમને કેળવણીની સંસ્થા બનાવવાની સામગ્રી મળી ગઇ અને 'ગુરુકુલ'નો જન્મ થયો. એમની આંતરિક ઇચ્છા અને ગુરુકુલનો ઝોક તો વેદધર્મના પ્રચારકો–ઉપદેશકો પેદા કરવાનો હતો. એ આખોયે

પ્રયોગ ચાલુ રહ્યો ત્યાંસુધી આર્યજગતમાં એજ પડઘો સંભળાતો હતો કે ગુરુકુલ-યજ્ઞને અંતે એમાંથી જે દેવો નીકળશે તેઓ વિશ્વભરને આર્ય બનાવશે એટલે કે ગુરુકુલની સ્થાપના 'પ્રચારકો' પેદા કરવા માટે થઇ હતી. આજ સ્થળે વિચાર કરવા માટે થોભવું પડે તેમ છે. ગુરુકુલનું એક સાંસ્કૃતિક શિક્ષણની સંસ્થા (Cultural Institution) રૂપે પ્રાકટ્ય થયું કે એક પ્રચારકોની ફોજ ઉભી કરનારી Propagandist સંસ્થા તરીકે પ્રાકટ્ય થયું એ વિચારણીય છે.

## ગુરુકુલ: સાંસ્કૃતિક શિક્ષણાલયની વિશેષતાઓ:

'ગુરુકુલ' એક શિક્ષણાલય છે, રાષ્ટ્રીય શિક્ષણનું યાત્રાધામ છે. એની સ્થાપના વખતે અને એનો પ્રયોગ પૂરો થયો ત્યાંસુધી કઇ ભાવનાથી ગુરુકુલો ચાલતાં હતાં, કઇ ભાવનાથી આખા હિન્દના ખૂણેખૂણેથી, પ્રાંતભેદ વગર, જ્ઞાતિભેદ વગર માબાપો પોતાનાં વ્હાલસોયાં ગભરૂ બાળકોનો પ્રવાહ ગુરુકુલ તરફ વહાવી રહ્યા હતા તેનો સાર સ્મરી લેવાની જરૂર છે:—'શિક્ષણનો ઉદ્દેશ બાળકની શારીરિક, માનસિક અને આત્મિક શક્તિઓનો વિકાસ કરવા માટેનો છે. વૈદિક શિક્ષાના આદર્શ તરીકે બ્રહ્મચર્યાશ્રમ રાખવાનું કારણ જ એ છે કે એ આશ્રમ દ્વારા જ્ઞાન અને કર્મ એ બંનેની યોગ્ય પ્રમાણસર ઉન્નતિ થઇ શકે છે. જે શિક્ષણથી બાળકના શરીરનો હ્રાસ થાય, મન નિર્બલ બને અને આચારભ્રષ્ટતા દાખલ થાય તે કેળવણી ત્યાજ્ય થવી જોઇએ. જે શિક્ષણ પ્રાપ્ત કરીને જીવન-સંગ્રામ વખતે તે શિક્ષણ નકામું નીવડે અને તે શિક્ષણને ભૂલી જવાથી જ 'રોટી' મળી શકે તેવું શિક્ષણ આ દેશને પાલવે તેમ નથી. હાલના સરકારી શિક્ષણને પ્રાપ્ત કર્યા પછી એનો ઉપયોગ જીવનના કાર્યક્રમમાં થઇ શકતો નથી. ધાર્મિક શિક્ષણના અભાવે, ખોટા ઇતિહાસ વગેરેના શિક્ષણને પરિણામે ભારતનાં બાળકોનું

મન રાષ્ટ્રભક્તિથી અલગ થવા લાગ્યું હોવાથી ગુરુકુલ શિક્ષા-પ્રણાલીની જરૂર 'આર્યસમાજ'ને જણાઇ.' આ શિક્ષણ પ્રણાલિની વિશેષતાઓ આ છેઃ—

(૧) બ્રહ્મચર્ય. (૨) શરીરસ્વાસ્થ્ય, (૩) શિક્ષણનું માધ્યમ–આર્યભાષા, (૪) ધાર્મિક શિક્ષા, (૫) ઇશ્વર સ્તુતિઃ સંધ્યા હવન રૂપે, (૬) મુખ્ય ભાષાઓઃ સંસ્કૃત અને આર્યભાષા (હિન્દીભાષા), (૭) અંગ્રેજીઃ ગૌણ ભાષા તરીકે, (૮) વેદ–દર્શન, આયુર્વેદ, સિદ્ધાન્ત, પાશ્ચાત્ય દર્શનોનું પઠન, (૯) શિક્ષકોનો ચોવીસે કલાક સંસર્ગ, (૧૦) સમાનવયસ્ય વિદ્યાર્થીઓનો સહવાસ અને સર્વ સાથે સમાન વ્યવહાર, (૧૧) દુન્યાના ઝેરી વાતાવરણથી દૂર રહેવું. (૧૨) ખુલ્લી હવા, પ્રકાશ, સારો અને સાદો ખોરાક, વ્યાયામ વગેરે સ્વાસ્થ્ય ઉપયોગી ચીજોની છૂટ, (૧૩) દેશની સંસ્કૃતિને અનુકૂળ અભ્યાસ ક્રમનો પ્રચાર, (૧૪) સ્વતંત્ર માનસ બની શકે તેવો ભંડોળ. (૧૫) દેશની આર્થિક સ્થિતિ જોતાં ઓછામાં ઓછું શુલ્ક. (૧૬) દરેક વર્તમાન શિક્ષાપદ્ધતિઓનો નીચોડ.

## આલેખાયેલું ભાવિ :

આવું શિક્ષણ મેળવ્યા પછી કેવી કારકીર્દિવાળા વિદ્યાર્થીઓ –બ્રહ્મચારીઓ જગત સમક્ષ પેદા થશે તેની સુંદર કલ્પનાઓ આ હતીઃ—

(૧) સંસ્કૃત ભાષાની હજારો હસ્તલિખિત ચોપડીઓ હજી છપાઇ નથી. તંજાવરના અને આખા હિન્દના બીજા ઘણાયે ભાગમાં હજારો હસ્તલિખિત ગ્રંથોનો ભંડાર સૂતો પડયો છે. આના ઉદ્ધાર માટે સંશોધનની જરૂર છે. આવું Research કામ કરવા માટે પ્રાકૃત સંસ્કૃત અને વૈદિક સંસ્કૃતના પ્રખર વિદ્વાનોની (જેઓ અંગ્રેજી પણ જાણતા હોય) જરૂર છે અને આ શિક્ષણને પરિણામે સંશોધન કાર્ય સફળ થશે.

 

(૨) રાષ્ટ્રીય સંસ્થાઓમાં અધ્યાપનનું કામ કરી શકશે. ( Teacher )

(૩) દેશમાં ધાર્મિક પ્રચાર કરનાર સાચા પ્રચારકો થશે. ( Preacher )

(૪) મોટી મોટી ફી આપવાની અશક્તિવાળા આ ગરીબ દેશમાં ગરીબોના સાચા વૈદ્ય બનશે.

(૫) કૃષિ અને વેપાર પ્રામાણિકપણે કરી દેશની સાચી દોલત બનશે.

(૬) ક્રિયાત્મક સાયન્સ ભણીને કલાકૌશલ્ય સંબંધી કામ કરશે.

(૭) સરકારી નોકરીઓમાં દેશનું નવનીત પીગળી જાય છે તે કરતાં રાષ્ટ્ર સેવામાં તેનો ઉપયોગ થશે.

(૮) પાશ્ચાત્ય સંસ્કૃતિના વ્હેણુ તરફ જતી પ્રજાને વેદની સંસ્કૃતિ તરફ લાવશે.

(૯) આશ્રમ ધર્મોનું પાલન કરીને સમાજનું ઘડતર કરશે.

(૧૦) ગુણકર્માનુસાર વર્ણવ્યવસ્થાને અમલમાં મૂકી મહર્ષિ દયાનંદનું ઋણ ફેડશે.

(૧૧) વિશ્વભરમાં 'આર્ય' ધર્મની ફોરમ ફેલાવશે—નાસ્તિકતા મટાડી આસ્તિકતા પ્રસારશે. ભૌતિકવાદના યુગમાં આત્મતત્વની ચીનગારી ફુંકશે.

(૧૨) ધર્મ—સમાજ—રાજ્યકારણમાંની પાખંડતાને બહાર પાડી તેનો નાશ થાય તેવા ઉપાયો લેશે અને સાચા 'મનુ' legislator બનશે.

(૧૩) સામાજિક રૂઢિઓનાં બંધનો તોડીને ક્રાંતિકારક બનશે.

(૧૪) વેદનો પુનરુદ્ધાર કરશે.

(૧૫) પ્રજાની સામાજિક અને ધાર્મિક ઉન્નતિ કરશે.

(૧૬) ગુરુકુલના સ્નાતકોનું વૈયક્તિક જીવન ઉચ્ચ અને સદાચારી રહેશે અને જાહેર જીવન તથા ખાનગી જીવનમાં ભેદ રહે તેવું બેરંગી જીવન જીવનનો આદર્શ નથી એમ તેઓ પોતાના જીવનથી સાબીત કરશે.

(૧૭) એવા આદર્શ વિદ્યાવ્રત સ્નાતકો તૈયાર થશે કે જેઓ વેદ અને વેદાનુકૂલ ગ્રંથોમાં વર્ણવેલા બ્રહ્મચર્યને પ્રત્યક્ષ કરી બતાવશે. આવા ઉદ્દેશ અને ભાવિ આશાઓ સાથે ગુરુકુલ શિક્ષણાલયની સ્થાપના આજથી ચાર દાયકા પર મહાત્મા મુંશીરામજીએ કરી. એ પ્રયોગ ચાલતો હતો તે દરમ્યાન ગુરુકુલ–સંસ્થા માટે જે ભાવના અને વિચારો તટસ્થ વિચારકો તરફથી પ્રકટ થતા હતા તે જાણવાની જરૂર છે. બ્રિટિશ શહેનશાહતના માજી વડા પ્રધાન **મી. મેકડોનલ્ડે** અભિપ્રાય આપતાં જણાવ્યું હતું કે 'ગુરુકુલ' આર્ય સંસ્કૃતિની ભાવના ફેલાવનાર ધર્મસંસ્થા છે. એ સંસ્થામાં શિક્ષણાલય અને સાધુમઠ એ બન્નેના તત્વોનો સંગમ છે. આ સંસ્થામાં શિક્ષણનું માધ્યમ અંગ્રેજી ભાષા નથી. સરકારી ડીગ્રી વિદ્યાર્થીને અપાતી નથી અને સરકારી પાઠ્યપુસ્તકોનો પ્રચાર નથી. હિંદી શિક્ષણમાં આ અસાધારણ ક્રાંતિ છે. અમેરિકન પ્લીડર અને શિક્ષણ શાસ્ત્રી મી. માયરન એચ. **ફેલ્પ્સે** ગુરુકુલમાં રહીને બારીક અવલોકન કર્યા પછી જે લેખો લખ્યા હતા તેમાં જે જણાવ્યું હતું તેનો સાર આ છેઃ—"આખી દુન્યાના વાસી તરીકે હું શિક્ષણ અને કલાની શોધ માટે નીકળ્યો હતો. મેં હિંદભરની કેળવણીની સંસ્થાઓ જોઇ પણ વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચેનો ગાઢ સંબંધ જેવા ગુરુકુલમાં જોયો તેવો કોઇ સ્થળે જોયો નથી. હિંદનાં સરકારી શિક્ષણાલયો તો હિંદીઓને અંગ્રેજ બનાવનાર કારખાનાં બન્યાં છે. હરિદ્વાર ગુરુકુલ, વર્તમાન યુગને માટે તદ્દન નવીન અને આનંદજનક સંસ્થા છે. એમાં બૌદ્ધિક અને નૈતિક શિક્ષણનો

સંપર્ક છે. વિદ્યાર્થીઓ સાદાઈ, બ્રહ્મચર્ય, સ્વમાન અને આજ્ઞાંકિતપણાના ગુણોને કેળવે છે. શિક્ષકો અને બ્રહ્મચારીઓ વચ્ચે પિતા પુત્રનો સંબંધ છે. બ્રહ્મચારીઓ પરસ્પર સુખદુ:ખના સાથી બને છે. બ્રહ્મચારીઓ સખત મજુરીનું કામ પણ કરી શકે છે. બ્રહ્મચારીઓના મગજમાં કોઈ ખાસ સંપ્રદાયના સિદ્ધાંતો નાંખવામાં આવતા નથી. તેઓની આગળ વૈદિકધર્મનો આદર્શ મૂકવામાં આવે છે. ડિસિપ્લિન જાળવવા માટે બ્રહ્મચારીઓના અંતરને ધર્મને નામે અપીલ કરવામાં આવે છે.”

## ગુરુકુલ શિક્ષાપ્રણાલિનું મૂર્તસ્વરૂપ:

### (અ) સ્થળની પસંદગી

જે ગુરુકુલ શિક્ષાપ્રણાલિની ભાવનાને મહર્ષિ દયાનંદે ફરી ઉદ્દ્બોધી એ પ્રણાલિને મૂર્તસ્વરૂપ આપવાનું કાર્ય મહાત્મા મુશીરામજીએ કર્યું. ભાવનાને મૂર્તસ્વરૂપ આપવું એ સામાન્ય વ્યક્તિનું કાર્ય નથી. જે વખતે રાષ્ટ્રીય શિક્ષાના પ્રયોગોની સંભાવના પણ ક્ષિતિજમાં દેખાતી ન હતી તે વખતે મહર્ષિની પ્રેરણાને જીવનમાં વણી લઈને, પંડિત ગુરુદત્તજીએ દીધેલા આદર્શશિક્ષક બનવાના સંદેશાને હૃદયમાં ધારી લઈને વકીલ મુંશીરામજીએ મહાનમાં મહાન શિક્ષણશાસ્ત્રીઓ પણ જે ઘડતર ન કરી શકયા અને ન કરી શકે તેવું ઘડતર કરી બતાવ્યું. જાગીરદાર મુંશી અમનસીંહજીએ આપેલા કાંગડી ગામની પાસેના અરણ્યમાં કુટિઓ નાંખીને સંવત ૧૯૫૮ ના ફાગણ વદ–૧૪ ની સાંજના ચાર વાગે મહાત્મા મુશીરામજીએ ભારતની અમૃત બૂટિ વાવી. આ પ્રયોગનો મુખ્ય ઉદ્દેશ બ્રહ્મચર્ય, જાતિરક્ષા અને ધર્મ ઉદ્ધાર હતો. મહાત્માજીએ પોતાની સાહજિક પ્રતિભાને પરિણામે ગુરુકુલનું જે કલેવર ઘડયું તેના model પરજ આજે આખા હિંદમાં ગુરુકુલોની સ્થાપના થઇ છે. તેથી પ્રયોગના અંત સુધીની આપણી

તપાસની ભૂમિ મુખ્યત્વે જો કાંગડી રાખીશું તો ઠીક પડશે. મહાત્માજીએ ગંગા નદીનો કિનારો પસંદ કર્યો. શહેરનાં વાતાવરણથી ઘણે દૂર–જ્યાં સંસ્કૃતિને ભ્રષ્ટ કરનાર કાર્બોનિકએસિડગ્યાસ ન લાગે તેટલે દૂર–જંગલમાં ગુરુકુલની સ્થાપના કરી. ભારતની સંસ્કૃતિમાં ભાગીરથી, હિમાલય અને અરણ્ય: એ ત્રણ મહત્વનું સ્થાન ભોગવે છે. એવા પ્રાકૃતિક સૌંદર્યવાળા સ્થળની પસંદગી કરનાર મસ્તિષ્કની બુદ્ધિ આગળ આજે પણ માથું ઝુકે છે. અરણ્યમાં નંદનવનનું સૃજન કરીને ત્યાં હવા ફેર માટે મોટા બંગલાઓ બંધાવી દેવા એ સહેલું કાર્ય છે. પણ હિંદભરમાંથી માબાપોની ગોદમાંથી તેમનાં ગભરૂ અને વ્હાલસોયાં બાળકોને–દૂધમલ બાળકોને–આકર્ષીને એ જંગલમાંની ઝુપડીઓમાં વસાવી દેવાં એ દુષ્કર કાર્ય તો જેણે કર્યું હોય તેજ જાણે. મહાત્માજીએ ગુરુકુલ માટે જે સ્થળ પસંદ કર્યું તે ઘણુંજ યોગ્ય હતું. ગુરુકુલ શિક્ષાપ્રણાલિનો પ્રયોગ પ્રારંભમાં સફળ થયો હોય તો તે આ સ્થળને આભારી હતું. જે પ્રકારની સાધના કરવી હોય તેને અનુકૂલ સાધન, સાધવાનું ક્ષેત્ર અને સાધકની મનોવૃત્તિ હોવાં જરૂરી છે. મહર્ષિ દયાનંદજીની પ્રેરણા બ્રહ્મચારી ઉભા કરવા માટે હતી. એમણે કોઇપણ સ્થળે 'પ્રચારક' પેદા કરનાર કારખાના તરીકે ગુરુકુલના આસ્તિત્વની જરૂર જોઇ હોય એમ મારા જાણ્યામાં નથી. પોતાના આદર્શ જીવનથી ધર્મપ્રચારનું કાર્ય થઇ જાય તો ભલે થઈ જાય પણ ગુરુકુલને મૂર્તસ્વરૂપ આપવામાં 'સંસ્કૃતિ–રક્ષા'નો જ મુખ્ય ઉદ્દેશ રખાયો હતો. આર્યસમાજ આગળ બે દૃષ્ટિબિંદુ તે તબક્કે ખડાં થયાં હતાં:—(૧) સંસ્કૃતિ રક્ષા; (૨) ધર્મપ્રચાર, એટલે આર્યસમાજના બે સ્વરૂપોનું દર્શન તે વખતે થયું હતું:—સંસ્કૃતિ રક્ષક તરીકે અને પ્રચારક સંસ્થા તરીકે. અંગ્રેજી કેળવણી લઇને જે આર્યસમાજના મહારથીઓ ધર્મપ્રચાર માટે ઝૂઝયા તેઓના મનમાં એક ઉણપ રહ્યા કરી હતી કે

જો અમે 'ગુરુકુલશિક્ષા' મેળવી હોત તો જે ધર્મપ્રચાર આજે કરી શકીએ છીએ તેથી વધુ સંગીન ધર્મપ્રચાર થઇ શકતે. પંડિત ગુરૂદત્તજી, પં. લેખરામજી અને લાલા મુશીરામજી વગેરે મહારથીઓએ વૈદિકધર્મનો સંદેશ સાંભળીને તેનો પ્રચાર કરવા માંડયો ત્યારે તેમને લાગ્યું કે એક એવી સાધનાની અને સાધનાલયની જરૂર છે. કે જેમાંથી એવી વ્યકિતઓ જન્માવી શકાય કે જેમનામાં અમારામાં છે તેવી ઊણપોનો અભાવ હોય. એમને જે વિચાર વમળ થયાં હશે તેને આજે યાદ કરીને શબ્દચિત્ર રૂપે આ રીતે મૂકી શકાય તેમ છેઃ-"આજે આ હિંદમાંના બાળકોના શિક્ષણ પર પાશ્ચાત્ય અસર પડી રહી છે. વિકૃત હિન્દુધર્મના સંસ્કારોનાં પડ માબાપપર છે અને તેની અસર પણ બાળકો પર પડે છે. તેથી એવું 'બાળક' સરજાય કે જેના મનપર વૈદિકધર્મની છાપ પડે, પ્રગતિ રૂંધનાર કોઇપણ વિચારો સામે ક્રાંતિ કરી શકે તેવા સર્વદમન બ્રહ્મચારી રૂપે પ્રકટે. અમારૂં તો બ્રહ્મચર્યાશ્રમ નષ્ટ થયું અને તે બાળવિવાહની ભઠ્ઠીમાં હોમાઇ ગયું; અમારૂં ગૃહસ્થાશ્રમ પણ 'કજોડાં' રૂપે રંગભૂમિ પર આવ્યું અને તે અમે ન સંભાળ્યું. પણ મહર્ષિના દૈવી આદેશને લીધે જયાંથી જાગ્યા ત્યાંથી સવાર ગણીને, જે બગડયું તેની પર આંસુ સારવાનું મૂકી દઇને જેટલું બચ્યું છે તેનો અમે સદુપયોગ કરીશું. હવે વાનપ્રસ્થ અને સંન્યાસ આશ્રમ સેવીશું પણ એક એવો આશ્રમ બને કે જેમાંથી આશ્રમ ધર્મ અને ગુણકર્માનુસાર ઋષિ બોધિત વર્ણ વ્યવસ્થાનું ઘડતર કરી શકે તેવાં બાળકો પેદા થાય. આવાં બાળકો બ્રહ્મચર્યવ્રતને પાળીને, વૈદિક ધર્મનો અભ્યાસ કરીને જગતમાં પાછાં આવે ત્યારે સાચા બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર નાવર્ણ સ્વરૂપે આવે અને આદર્શ ગૃહસ્થ, આદર્શ વાનપ્રસ્થ અને આદર્શ સંન્યાસી બને તો વૈદિક ધર્મનો આખા વિશ્વમાં પ્રચાર થાય. મહર્ષિના સંદેશની નાનીશી ચીણગારીએ જે આતશ અમારા જેવા અધૂરા પાત્રોમાં સળગાવ્યો

છે તે અગ્નિ જો 'હિરણ્યમય' પાત્રોમાં સળગાવાય તો એ અગ્નિની ઉષ્મા આખા જગતમાં ફેલાયા વગર નહિ જ રહે" આવા વિચારોને નેપથ્યમાં રાખીને 'ગુરુકુલ'નું મૂર્તસ્વરૂપ ઘડાયું અને સાંસ્કૃતિક પ્રયોગની સાધનાને અનુકૂળ પુણ્ય ભૂમિની પણ પસંદગી થઇ. પણ પાછળથી મતભેદોને લીધે, અહંત્વને લીધે અને ગંગા નદીના રેલ વગેરેના કારણોને લીધે એ સ્થળ ખસીને હરિદ્વાર તરફ જવાલાપુર પાસે આવ્યા પછી આ પ્રયોગનું બીજું પ્રકરણ શરૂ થયું. આજના ગુરુકુલવાસીઓ માટે એ જુના ગુરુકુલનું સ્થાન યાત્રા સ્થાન તરીકે અને આચાર્ય શ્રદ્ધાનંદજીના પ્રતીક સ્વરૂપે હજીયે પ્રાણ પૂરનાર થઇ પડે છે. મારી નમ્ર માન્યતા છે કે કોઇ પણ પ્રયોગને માટે સ્થળોનું પરિવર્તન એને માટે ઘાતક નીવડે છે. જો આ બાબતમાં ઘાતક ન નીવડયું હોય તોપણ વ્હેણને બદલનાર તો જરૂર નીવડેલું જ છે. પહેલાં જે સ્થળે ગુરુકુલ હતું ત્યાં જે બ્રહ્મચારીઓ ભણી સ્નાતકો બન્યા છે તેમાંનો મોટો ભાગ હિંમતવાન, સારો તરનાર અને શહેરના સંપર્કથી દૂર રહેવાની ટેવવાળો હતો. આજે એમાં કાંઇક પરિવર્તન જરૂર થયું છે. ઇન્દ્રપ્રસ્થ, કુરૂક્ષેત્ર વગેરે ગુરુકુલોના સ્થાનોની પસંદગી સારી છે. ઇન્દ્રપ્રસ્થમાં પહાડીઓને લીધે અને પાણીને અભાવે જે કેટલીક ક્ષતિઓ હતી તે કદાચ હવે દૂર થઇ હશે. પણ મુંબાઇ ઇલાકામાંના ગુરુકુલો માટે જરા વિચાર કરી લઇએ. મુંબાઈ આર્ય પ્રતિનિધિ સભાએ એક ગુરુકુલ સ્વતંત્ર રીતે આ ઇલાકામાં ખોલ્યાને લગભગ ત્રણ દાયકા થયા. સને ૧૯૧૦ માં દેવલાલી મુકામે સ્વ. સ્વામી નિત્યાનંદજીને હાથે એ ગુરુકુલની સ્થાપના થઇ હતી. એ પછી એ ગુરુકુલ અંધેરી, (મુંબાઇ) થઇ શુકલતીર્થમાં કામ ચલાઉ સ્થિર થયું. ત્યાં આઠ વર્ષ સુધી નર્મદા નદીના કાંઠાપર આ ગુરુકુલ પ્રાચીન અને અર્વાચીન વિભાગમાં વહેંચાઇને ચાલ્યું. આ પદ્ધતિ ઘણાખરા આર્યભાઇઓને ઠીક ન લાગવાથી શ્રી. મુંબાઇ

પ્રદેશ આર્યવિદ્યાસભાએ પ્રાચીન વિભાગને નાવલી મુકામે અને અર્વાચીન વિભાગને મુંબાઇના ઘાટકોપર ખાતે ખસેડવાનો નિર્ણય સને. ૧૯૩૫ માં કર્યાથી 'નાવલી' માં મકાનો તૈયાર થાય ત્યાં સુધી આણંદ ખાતે મુંબાઇ પ્રદેશનું જુનામાં જુનું ગુરુકુલ ચરોતર પ્રદેશ આર્યસમાજને હસ્તક આણંદ ચરોતર પ્રદેશ આર્યસમાજના વેદાશ્રમમાં ચલાવવામાં આવે છે. આ રીતે મુંબાઇ ઇલાકાનું જુનામાં જુનું ગુરુકુલ હજીયે એના સ્થિત સ્થળે અને સ્થિર મકાનમાં 'સ્થિત પ્રજ્ઞ' ( ! ) બની શક્યું નથી. દેવલાલીથી અત્યારસુધીના સ્થળોએ એ ગુરુકુલે જેટલાં સ્થળો બદલ્યાં તેને પરિણામે એ 'પ્રવાસી' ગુરુકુલ બની ગયું. અને એવી સ્થિરતા અસ્થિર બની એમ અનુભવે સિદ્ધ કરી બતાવ્યું છે. સ્થળની પસંદગી પહેલું જરૂરી અંગ છતાં મુંબાઇ ઇલાકાના આર્યોએ તેમાં જે સંયોગો અને બુદ્ધિને અનુસરીને જે ઉણપ બતાવી તેનું પરિણામ આજે આપણે જોઇ રહ્યા છીએ. ગુજરાતના કવિ સમ્રાટ ન્હાનાલાલજીએ મને વાતચીત દરમ્યાન કહ્યાનું સ્મરણ થાય છે કે જુહુ પાસેની જગા આ ગુરુકુલ માટે લેવાનો વિચાર પડતો મુકાયો એ મોટામાં મોટી ભૂલ આર્યસમાજે કરી હતી. આજે એ સ્થળ અનેક રીતે અનુકૂલ થઇ પડતે. મુંબાઇ ઇલાકામાં ગુરુકુલ સ્થાપના પૂર્વે ગુરુકુલ વિદ્યાલયની યોજના રજુ કરતાં સ્વ. પ્રાણજીવન વિઠલદાસ ગુપ્તે જે લખ્યું હતું તે આજે સ્મરણીય હોવાથી અહીં ઉદ્દધૃત કરૂં છું-"આજ કેટલોક સમય થયાં આપણા પ્રાંતના આર્યો મુંબાઇ ઇલાકા માટે અને તેમાં મુખ્યત્વે કરીને ગુર્જર ભ્રાતાઓને અનુકૂલ પડે તેવી રીતે એક ગુરુકુલ પંજાબાદિ અન્ય પ્રાંતને પગલે સ્થાપવાનો વિચાર ચલાવે છે. ઉત્સાહના આવેશમાં આપણે જે કંઈ મહાન કાર્ય કરવાની ઇચ્છા રાખીએ છીએ તેને માટે દૂરદર્શિતા વાપરવાની જરૂર છે. ગુરુકુલ એ કંઇ સહેલ વાત નથી. મુંબાઇ જેવા પ્રાંતમાં ધનની ખોટ કદાચ

નહિ પડે. પણ ગુરુકુલ માટે હંમેશને માટે ગુરુકુલમાં રહી કામ કરનાર માણસો, યોગ્ય આચાર્યો અને શિક્ષકો મળવા દુર્લભ છે." આ ઉદ્ગારોથી સમજાય છે કે ગુરુકુલ એટલે પ્રાકૃતિક સૌંદર્યથી મ્હેકતું સ્થાન માત્ર નહિ; વિદ્વાન, સદાચારી અને નિર્લોભી અધ્યાપકો માત્ર નહિ; બ્રહ્મચારીઓનાં ટોળાં માત્ર નહિ; ગુરુકુલ સંચાલન કરનાર વ્યવસ્થાપક સભા માત્ર નહિ; બાળકોના માબાપો માત્ર નહિ; ધનના અને પ્રશંસાના ઢગલા માત્ર નહિ—પણ એ બધાના સુયોગ્ય મેળ વગરનું કોઇ ગુરુકુલ સંગીન અસ્તિત્વ ધરાવી શકે-જ નહિ. કોઇ ગુરુકુલ સ્થળ પસંદગી અને સ્થળની સ્થિરતાને અભાવે અસ્ત થતું જોવામાં આવશે; કોઇ ગુરુકુલ બ્રહ્મચારીઓની સંખ્યાના ક્ષયને પરિણામે આથમતું જણાશે; કોઇ ગુરુકુલ સારા શિક્ષકો અને શિક્ષણને અભાવે સરી જતું જણાશે—પણ એટલું ખરૂં કે માત્ર ધનને અભાવે કોઇ સંસ્થા ગુંગળાઇ જતી નથી. પણ સાચી ધગશવાળા માણસોને અભાવેજ સંસ્થાની પૂર્ણાહુતિ થાય છે.

આ ઇલાકાના એક માત્ર ગુરુકુલને પ્રવાસી સ્વરૂપ જોઇને અને કેટલાક શુદ્ધબુદ્ધિપૂર્વકના મતભેદોના પરિણામે "ગુજરાત ગુરુકુલ સભા" હસ્તક સંવત ૧૯૮૦ ના મહા સુદ-૧૩ ને રોજ સ્વ. સ્વામી શ્રદ્ધાનંદજીને હાથે પૂર્ણા નદીના પુણ્યતીરે સૂપા ગામ પાસે 'સૂપા' ગુરુકુલની સ્થાપના થઇ. આ ગુરુકુલ વિદ્યાલય ગુરુકુલ વિશ્વવિદ્યાલય કાંગડીની શાખા સ્વરૂપે પ્રકટ થયું અને હજીપણ એ જ સ્થળે અને એ જ રૂપે એનું અસ્તિત્વ ચમકી રહ્યું છે. સ્થળની પસંદગી સારી છે. આ ઇલાકામાં ત્રીજું ગુરુકુલ સૌરાષ્ટ્રને આંગણે સંવત ૧૯૮૫ ના મહા વદ-૧૪ (મહાશિવરાત્રી) ને રોજ વડોદરા આર્યકુમાર મહાસભાના આશરા હેઠળ કાઠિયાવાડના ભાવનગર પાસે સોનગઢ ખાતે સ્થપાયું એટલે કે એને

લગભગ એક દાયકો થયો છે. પ્રકૃતિ સૌંદર્ય, જલ વાયુ વગેરે દૃષ્ટિબિંદુથી સ્થાન સારૂં છે અને સૌરાષ્ટ્રનું એ કેન્દ્ર છે. એ ઉપરાંત ભુજથી ૧૬ માઇલ પર ઇશ્વર સાગરને તીરે ઇશ્વર રામજી ગુરુકુલની સ્થાપના સંવત ૧૯૯૩ માં માહ સુદ–૫ (વસંત પંચમી) ને દિવસે થઇ છે. એટલે કે લગભગ ૩–૪ વર્ષ થયા છે. ગુરુકુલ સૂપા, આણંદ, સોનગઢ, એ ત્રણેની કારકીર્દિના પરિણામ રૂપી સ્નાતકો પ્રજા સમક્ષ રજુ થયા છે. સોનગઢ ગુરુ-કુલ એના સ્થિર સ્થાને એક દાયકો વીતાવીને પોતાની ગુરુકુલ તરીકેની કારકીર્દિ પૂરી કરવાની તૈયારીમાં છે. એ પૂર્ણાહુતિમાં ‘સ્થલ–પસંદગી’ કારણ રૂપ નથી. સૂપા માટે પણ સ્થળ પસંદ-ગીનો (site–selection)નો મુદ્દો એના તરફેણમાં જાય છે.

આ બધા પરથી એક વાત સાર સ્વરૂપે તારવી શકાય તેમ છે કે—

(૧) ગુરુકુલ માટેનું સ્થાન શહેરથી દૂર હોવું જરૂરી છે. છતા તે બહુ દૂર પણ ન હોવું જોઇએ.

(૨) નદી કિનારે હોવું જોઇએ.

(૩) પ્રકૃતિસૌંદર્યનું back ground મળે તેવું સ્થાન હોવું જોઇએ.

(૪) આરોગ્યની દૃષ્ટિએ મેલેરિયા જેવા ઉપદ્રવો ન થાય તેવું હોવું જોઇએ.

(૫) વાહનના માર્ગથી જે ખલેલ અને જે ‘ન્યુસન્સ’ પેદા થાય છે તેનાથી દૂર હોવું જોઇએ. ગાડાંઓ અને માણસોની અવરજવરની ધમાલ તથા ધૂળાથી દૂર હોવું જરૂરી છે.

(૬) એકવાર સ્થળ નક્કી કર્યા પછી ત્યાંથી હઠવું ન જોઇએ.

## (બ) ગુરુકુલોનાં સ્થાયી મકાનો.

કોઇપણ સંસ્થાના સ્થિર અસ્તિત્વ માટે સંસ્થાની માલીકીના સ્થાયી મકાનોની જરૂર છે. પ્રાચીનકાળમાં રાજવીના મુગુટો બ્રહ્મચારી આગળ નમતા હતા એટલે ગુરુકુલોની ઝુંપડીઓ મહેલો કરતાં વધુ સલામત, નિર્ભય અને સુરક્ષિત હતી. પણ આજે રાજા અને પ્રજા બંનેના હિતસંબંધમાં મોટો અખાત રહેલો છે. રાજા પ્રજા માટે હોય તો પ્રજાનાં સંતાનો જે સ્થળે ભણતાં હોય ત્યાં તેમને રહેવાને માટે સગવડ ભર્યાં મકાનો, સંસ્થાનું સંચાલનનું નિભાવ ખર્ચ, અને અન્ય સામગ્રી રાજ્યાશ્રયથી પૂરી પડતાં સંસ્થાના સંચાલકોને જરાયે ચિંતા ન રહે. વેદ ભગવાન કહે છે કે **ब्रह्मचर्येण तपसा राजा राष्ट्रं विरक्षति** બ્રહ્મચર્યના તપ વડે રાજા રાષ્ટ્રનું રક્ષણ કરે છે. આખા રાજ્યના રક્ષણ માટે 'બ્રહ્મચર્ય'ની જરૂર જે યુગમાં હતી તે યુગમાં 'બ્રહ્મચર્યાશ્રમ' ના સ્થાયીપણાનો પ્રશ્ન જ ન હતો. પણ આજે તો સંસ્થા માટે સ્થાયી મકાનોની જરૂર અનિવાર્ય છે. ગુરુકુલોને માટે કેવાં મકાનો હોવાં જોઇએ એ પ્રશ્ન વિચારણીય છે ખરો. કેટલાક વિચારકો કહે છે કે ગુરુકુલો માટેનાં મકાનો જોતાં તેની પાછળ થયલો ખર્ચ અસ્થાને થયો છે એમ કહી શકાય. પ્રાચીન કાલના ઋષિઓના "ગુરુકુલ"ની કલ્પના જેમની આગળ હોય છે તેમને આજના ગુરુકુલો ઝુંપડીમાં વસતાં જોવાને ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. પણ દેશ કાલ બદલાયો છે એ પણ સમજી લેવું જોઇએ. એટલું તો ખરૂં કે મકાનોની પાછળ વધુ ખર્ચ કરવા કરતાં જીવંત મકાનો રૂપી બાળકોના નિભાવ માટે એ ખર્ચ કરાય તો વધુ સારૂં. તંદુરસ્તી સચવાય, ભેજ ન લાગે, હવા–પ્રકાશ આવે, રહેવાની સગવડ થાય અને પ્રાચીનકલાનું દ્યોતક બને તેવાં મકાનો તો હોવાં જ જોઇએ. આજે જે કમરો જોવા માટે દેશ દેશના સ્થાપત્ય–વિદ્વાનો હિંદમાં આવે છે. તેનું શું કારણ ? ભારતનું

સ્થાપત્ય ઉચ્ચ કોટિનું હતું. ગુરુકુલોના મકાનો ભલે સાદાં હોય, પણ તેની ભીતોમાંથી પણ પ્રાચીનતા ટપકવી જોઇએ. એ મકાનો ભલે ભવ્ય ન હોય પણ એની બાંધણી જોતાંજ પાશ્ચાત્યોની આંખો ઝંખવાઇ જવી જોઇએ. એમાં ખૂબ ઝીણવટ ભર્યા કોતરકામની જરૂર છે એમ મારૂં કથન નથી. સ્વામી શ્રદ્ધાનંદજીએ ગુરુકુલના મધ્યભાગમાં 'યજ્ઞશાલા'ની જે ગોઠવણ કરી છે તે જરૂર પ્રશંસનીય છે. યજ્ઞશાલા, ગોશાલા, વેધશાલા માટેનો મીનારો, વગેરે મકાનોની જરૂર છેજ. પણ આ બધું દેવું કરીને કરવાથી સંસ્થા સ્થાયી બનતી નથી. જો સંસ્થા ધીમે ધીમે પ્રગતિ કરતી જતી હોય છે અને જો પ્રજાને તેનાથી સંતોષ થાય છે તો દાની-ગૃહસ્થોના હૃદયમાં જ્યોતિ પ્રકટે છે અને દાનનો પ્રવાહ વહાવી શકાય છે. આચાર્ય માટેનું નિવાસસ્થાન પ્રાચીન સંસ્કૃતિમાંની સાદાઇના આદર્શને પ્રકટ કરનારૂં હોવું જોઇએ. બાળકો કરતાં પણ વધુ સાદાઇ અને તપ સધાય તેવી આચાર્ય-કુટિ હોવી જોઇએ. ગુરુકુલ હરિદ્વારનાં પહેલાનાં મકાનો, બાગ, સ્નાનાગાર, યજ્ઞાલય, આચાર્યકુટિ વગેરેમાં એક ભાવના હતી અને એ ભાવનાની તરફ આંખમીંચામણા કરીને આપણે સંસ્કૃતિ-રક્ષાનો દાવો વધુવાર તો નહિ જ કરી શકીએ. ઇન્દ્રપ્રસ્થના મકાનો પહાડી-મકાનો છે. મુંબાઇ ઇલાકાના ગુરુકુલોમાં વિદ્યાસભાના ગુરુકુલને તો હજી મકાનજ નથી. સૂપા ગુરુકુલનાં મકાનો ગુરુકુલ કાંગડીની શૈલિએ કાંઇક નજીવા પરિવર્તન સાથે બંધાયા છે. સોનગઢ-ગુરુકુલ ભવ્ય મહેલાત બનાવવા ભાગ્યશાલી થયું પણ તેની અંદર 'ગુરુકુલ'નો આત્મા હવે રહ્યો નથી અને વસી શકશે કે કેમ એ શંકાસ્પદ છે. શરીર બન્યું પણ આત્મા ઉડી ગયો છે. ગુરુકુલના મકાનોની દીવાલો અમુક રંગથી ધોળાવી જોઇએ. દાખલા તરીકે "પીતરંગ." એને માટેના પ્રાચીન સ્થાપત્યના અભ્યાસીઓ આજે હિન્દમાં છે અને તેમની સલાહ જરૂર લેવાવી જોઇએ. જો તેમ થાય તો મકાનોની કૃત્રિમતા દૂર

થાય; મકાનોમાં પ્રાચીનતાનાં દર્શન થાય; થોડા ખર્ચે સંગીન બાંધણીનાં મકાનો બંધાય અને પ્રજાના પરસેવાનો પૈસો નકામો ખર્ચાતો અટકે.

## (ક) ગુરુકુલો માટે ફંડ

"હિન્દુસ્થાન કે પ્રત્યેક કોને કોને મેં ગુરુકુલ કે લિયે ધનકી થેલીયાં ખુલ્લા મુંહ કરકે પુકાર રહી હૈં. પરંતુ જાકર લે આને વાલે પવિત્ર આત્મા નહીં હૈ. મુઝે સચ્ચે આત્માઓં કી આવશ્યકતા હૈ. અપને રક્ત સે ગુરુકુલ વૃક્ષ કો સીંચનેવાલોં કી જરૂરત હૈ."

—મહાત્મા મુંશીરામજી

જ્યારે સમાજની રચના વર્ણ અને આશ્રમ ધર્મને અનુકૂલ હતી અને જ્યારે બાળકોની શિક્ષા માટે રાજાનો કોષ અને ભારતની માતાના રસોડાનો અગ્નિ અહર્નિશ તૈયાર રહેતો હતો ત્યારના યુગમાં 'ફંડ' નો પ્રશ્ન અસ્થાને હતો. પણ આજે તો કોઇપણ સંસ્થા પ્રજા તરફથી મળતા ફંડ પર ઓછેવત્તે અંશે નિર્ભર રહે છે. સંસ્થાઓનું આર્થિક સંચાલન વિદ્યાર્થીઓના વાલીઓ પાસેથી મળતા શુલ્કનાં નાણાં અને દાનીઓની દાનરાશિ પર જ થઇ શકે છે. આર્યસમાજની સંસ્થાઓ ધાર્મિક છે અને સંસ્કૃતિની ભાવનાથી કામ કરતી હોવાથી એ સરકારી સંસ્થાઓની માફક યાંત્રિક મનોવૃત્તિથી ચલાવી શકાઇ નથી અને ચલાવી શકાતી પણ નથી. વળી દેશની આર્થિક સ્થિતિના સામાન્ય ધોરણેજ દરેક વાલી પાસેના શુલ્કનું ધોરણ બાંધવું પડે છે. હવે 'ગુરુકુલ' જેવી સંસ્થામાં જે બાળકો દાખલ થાય છે તેમાં કેટલાક તદ્દન નિઃશુલ્ક કેટલાક અડધી ફી આપનારા અને બાકીના આખી ફી આપનારા હોય છે. આમાં પણ કેટલાયે માબાપો પાસે શુલ્કની ઉઘરાણી ચઢયાજ કરે છે. જો શુલ્ક ન આપનાર વાલીઓનાં સંતાનોને ઘેર પાછા મોકલવામાં આવે તો 'ગુરુકુલ'ની ભાવના ખંડિત થાય છે એટલુંજ નહિ પણ કેટલાક

જ્વલંત વિદ્યાર્થીઓનું, ફક્ત શુલ્ક ન ભરવાને પરિણામે, ભાવિ બગડતું જોવાનું સંસ્થાના સંચાલકોને ગમતું ન હોવાથી કેટલાયે વિદ્યાર્થીઓ વગર શુલ્કે અભ્યાસ કર્યે જ જાય છે. કેટલાયે વાલીઓ ઠીક હાલત છતાં 'ગુરુકુલ' નો અણઘટતો લાભ લે છે. આવું લાસરીયાપણું સરકારી સંસ્થાઓમાં ઘડીભર ચલાવી લેવાતું નથી. આથી દીવા જેવું સ્પષ્ટ છે કે ગુરુકુલોના સંચાલકોને ભાવનાશીલ પ્રજા અને દાનશીલ દાનીગૃહસ્થો પાસેથી મળતા દાન પર જ 'ગુરુકુલ' ચલાવીને ગુરુકુલ પ્રણાલિનો પ્રયોગ ચાલુ રાખવો પડે છે. જનતા પાસે સંસ્થાને વારે ઘડીએ ઝોળી ધરવી પડે છે તે વખતે પ્રજા સંસ્થાના સંચાલકોને કેવી આર્થિક સ્થિતિમાં ગુરુકુલ ચલાવવું પડે છે તે ભૂલી જાય છે. માબાપ પણ એ વાત ભૂલી જાય છે કે એક બાળક પાછળ થતા જમવાના, ફીના, પુસ્તક-ખર્ચના, કપડાંખર્ચના, અને પરચુરણ ખર્ચના મળીને જે ખર્ચ થાય છે તે ખર્ચ કરતાં ઓછું ખર્ચ શુલ્ક તરીકે 'ગુરુકુલ'માં લેવાય છે. ઉપરાંત 'ગુરુકુલ'માં જે રમત ગમતનાં સાધનોનો અને અન્ય બાળકો તથા શિક્ષકોના સંપર્કનો અને ખુલ્લી હવા તથા પ્રકાશવાળા સ્થળનો અને એવા બીજા લાભો થાય છે તે લાભ તો વધારામાંજ મફત મળે છે. આમ છતાં એક વાત અનુભવમાં આવી છે કે પ્રજાને અને લક્ષ્મીનંદનોને હવે 'ફંડ' તરફ સૂગ થતી જાય છે. બીજું એક નગ્ન સત્ય એ પણ છે કે સંસ્થાની પ્રતિષ્ઠા કરતાં ફંડ ઉઘરાવવા જનાર વ્યકિતઓની વ્યકિતગત લાગ-વગને પરિણામે ફંડના મોટા ભાગનાં નાણાં એકઠાં થાય છે. સંસ્થાનું કામ જોઇને, સંસ્થાની જરૂરીયાતો નીરખીને, ધર્મ સમ-જીને દાન આપનાર વીરલા છે. વ્યકિતગત લાગવગ, 'ફંડ' માટેની સતત યાત્રાઓ અને એવાજ બીજા કારણોને લીધે ગુરુકુલ માટે ફંડ થઈ શકે છે. આમ છતાં આપણા પ્રયોગની શરૂઆતમાં પૂરા ઉત્સાહથી પ્રજાએ થોડા વર્ષો સુધી નાણાંનો પ્રવાહ વહાવ્યો.

પ્રાંતીયતાના દૃષ્ટિબિન્દુને તિલાંજલિ આપીને ભાગીરથી તીરે ગુરુકુલનો જે યજ્ઞ ચાલતો હતો તેમાં બનતી આહુતિ આ પ્રાંતે પણ આપી હતી. તે પછી અહીં ગુરુકુલો થવાથી એ દ્રવ્ય–આહુતિમાં કાંઇક ક્ષતિ થવા છતાં એ આહુતિ અટકી નથી. દેશમાં આવી હાલત પેદા થતાં આફ્રિકા જેવા દેશોમાં જઇને દ્રવ્ય પ્રાપ્તિ કરનાર પ્રજા પાસે ફંડ ઉઘરાવવા જુદી જુદી સંસ્થાઓ તરફથી ડેપ્યુટેશનોની કૂચ શરૂ થઇ. દાન લેનાર સંસ્થાઓનુ જો પરસ્પર સંગઠન હોત તો દાન આપનારાઓમાં બુદ્ધિભેદ થવાનો સંભવ રહેત જ નહિ. પણ એક ઉદ્દેશ છતાં સંસ્થાઓના જુદા જુદા ચોકા જોવાથી દાન આપનારાઓમાં પણ ભાગલા પડી ગયા અને પરિણામે દરેક સંસ્થાને ભાગે ફંડનો ફાળો ઓછો મળવા માંડયો. હરિદ્વાર ગુરુકુળ જે મૂળ જગાપર હતું તે ભૂમિનું દાન દાની મુંશી અમનસિંહજી અને પુણ્ય દાન મેળવી આપનાર પ્રાતઃસ્મરણીય સ્વ. પં. ગંગાદત્તજી (સ્વામી શુદ્ધબોધતીર્થજી) અને મહાત્મા મુંશીરામજી (સ્વામી શ્રદ્ધાનંદજી) જો જીવિત હોત તો ગુરુકુલ પરિવર્તનથી તેમને જરૂર મોટો આઘાત થાત અને સ્વામી શ્રદ્ધાનંદજીને તો તેવો આઘાત તેમના જીવન દરમ્યાન સહેવો પડયો હતો. ગુરુકુલને નામે ભાવનાશીલ પ્રજા ફંડમાં પૈસા આપે પણ ગુરુકુલ ન ચાલતાં બંધ પડે અથવા તેનું તદ્દન જુદું જ રૂપાંતર થાય તો એમાં દોષ સંચાલકોનો છે એમ જનતા જરૂર કહેશે અને એની અસર આ પ્રણાલિના અસ્તિત્વ પર થયા વગર રહેશે નહિ, અને ફંડ થતાં અટકી પડશે. એ વાત ખરી છે કે કોઇપણ વ્યવસ્થાપક સભા ફંડનો હિસાબ બરાબર રાખવાની કાળજી જરૂર રાખે છે જ. પણ આ બાબતમાં પ્રજાનો વિશ્વાસ મેળવવાની ખાસ જરૂર છે. દાનીએ જે કાર્ય માટે દાન આપ્યું હોય તેનો સદુપયોગ કરવાની ફરજ સંસ્થા સંચાલકોની છે. જો આમ નહિ થશે તો ભાવિ સંસ્થાઓનું સંચાલન અટકી પડશે અને ચાલુ સંસ્થાઓ થંભી

જશે. આનો થોડો અનુભવ ગુરુકુલના સંચાલકોને થવા લાગ્યો છે જ. જુના દાનીઓ ઉદાસીન થઇ જતાં નવા દાનીઓના અંકુરો ઉગતા ઉગતામાં કરમાઇ જાય છે અને જશે. વિરાટ સ્વરૂપ જનતા મોટામાં મોટી 'ઑડિટર' છે. આ બાબતમાં સંચાલકોએ, અધિકારી વર્ગે અને પ્રજાએ ખૂબ ગંભીરાઇથી વિચાર કરવાની જરૂર છે. મારા મત મુજબ—

( ૧ ) પ્રાંતોના ગુરુકુલોએ સંગઠન કરીને, એક બનીને પ્રજા પાસે દાનની અપીલ કરવી જોઇએ.

( ૨ ) કામ કરી બતાવીને, સારા ઉપદેશકો દ્વારા આખા વર્ષ દરમ્યાન પ્રચાર કરાવીને પછી દાન ઉઘરાવવા નીકળવું જોઇએ.

( ૩ ) પ્રાંતીય પ્રતિનિધિ સભાના આશ્રય હેઠળ 'ફંડ' થવું જોઇએ અને એ સભા પ્રાંતમાં જુદાજુદા ગુરુકુલોને ગ્રાંટરૂપે દાનરાશિ વહેંચી આપે એવી યોજના થવી જોઇએ.

( ૪ ) ગુરુકુલમાં નિઃશુલ્ક કે અર્ધશુલ્કવાળા વિદ્યાર્થીઓના માબાપોએ પોતાના સંતાનોના ભણતર માટે ઓછામાં ઓછી ફી ઠરાવેલા શુલ્ક રૂપે આપવાની ફરજ છે.

( ૫ ) ગુરુકુલમાં નકામા ખર્ચ ઓછા કરીને, માથાદીઠ જેટલું ખર્ચ આવતું હોય તેટલું ધોરણ શુલ્ક માટે રખાવું જોઇએ.

( ૬ ) ગરીબ છતાં જ્વલંત વિદ્યાર્થીઓને સ્કોલરશીપના રૂપમાં મદદ કરી શકાય; શુલ્ક માફ કરીને નહિ.

( ૭ ) ફંડનો હિસાબ જનતા સમક્ષ પ્રકટ કરવો જોઇએ અને જે સંગીન કાર્યો કર્યાં હોય તે જણાવવાં જોઇએ.

**ગુરુકુલ-પ્રણાલિનું અંતરંગ:**

"ગુરુકુલકા ભી આત્મા હૈ. ગુરુકુલકા આંતરિક, ભાવમય યા મનોમય રૂપ હી ગુરુકુલકી આત્મા હૈ; બાહ્ય યા મૂર્તરૂપ નહીં; ઇસી લિયે ઉસે તો મનસે જાનના હોગા. જો પુરુષકો ત્યાગકી

ઓર પ્રવૃત્ત કરતા હૈ, ભોગકી ઓર નહીં; જો ઉસે શ્રેય સૃષ્ટિકી ઓર પ્રેરિત કરતા હૈ, પ્રેય સૃષ્ટિકી ઓર નહીં; જો મનુષ્યકો સમગ્ર વિશ્વકે ઉપકારકે લિયે અગ્રસર કરતા હૈ, સત્યકા માર્ગ દિખાતા હૈ ઔર ઉસ સત્યકે દ્વારા જીવનકે પ્રાથમ્ય વસ્તુકો પ્રાપ્ત કરતા હૈ:—વહી ગુરુકુલકા આત્મા હૈ.”

પં. વિધુશેખરજી ભટ્ટાચાર્ય
(આચાર્ય વિશ્વભારતી, શાંતિનિકેતન)

ગુરુકુલ પ્રણાલિનું બાહ્ય-મૂર્તસ્વરૂપ જોયા પછી એના આત્મા રૂપે અસ્તિત્વ ધરાવતાં અંગો પર વિચાર કરવો જરૂરી છે. મનુષ્ય માટે શરીર અને આત્મા એ બંને જરૂરી છે તેજ રીતે ગુરુકુલના આત્મા-રૂપી અંગો વગરનું ‘ગુરુકુલ’ ગુરુકુલ નથી. એ અંગો મારી સાદી સમજ મુજબ આ છેઃ-(૧) સંચાલક-સમિતિ; (૨) આચાર્ય; (૩) મુખ્યાધિષ્ઠાતા; (૪) અધ્યાપક વર્ગ; (૫) બ્રહ્મચારીઓ; (૬) વાલીઓ; (૭) સમાજ ( society ); (૮) રાજકર્તા.

**( અ ) સંચાલક-સમિતિ :** ગુરુકુલનો પ્રબંધ કરનાર એક જવાબદાર સંસ્થા દરેક ગુરુકુલનો પ્રબંધ કરે છે. એ સમિતિમાં અમુક રકમ ઉપરનું દાન આપનાર દાની, વિદ્વાન, લાગવગ ધરાવનાર સંભાવિત વ્યક્તિ વગેરે લાયકાત ધરાવનાર વ્યક્તિઓ હોય છે. ગુરુકુલ બહારની દુન્યા સાથે ગુરુકુલની દુન્યાને જોડનાર આ સમિતિ છે. સમિતિની એક આંખમાં ગુરુકુલના સંચાલનની જવાબદારી અને બીજી આંખમાં પ્રજાનો વિશ્વાસ હોવાં જરૂરી છે. ગુરુકુલના આચાર્ય પર આવી સમિતિનો અંકુશ હોવો જોઇએ કે કેમ એ એક વિચારણીય પ્રશ્ન છે. એક વિચાર-શ્રેણી એવી છે કે આચાર્ય ‘બ્રાહ્મણ’ હોવાથી એના ઉપર કોઇ અધિકારી હોવો ન જોઇએ. ગુરુકુલની ભાવનામાં આચાર્યનું સ્થાન

ઘણું જ મહત્વનું છે,—જેવું કે શરીરમાં મસ્તિષ્કનું છે. સમિતિ જુદાજુદા વિચારવાળાઓની બનેલી હોવાથી સમિતિના અંકુશ નીચેના આચાર્ય ગુરુકુલ ખુલ્લા મનથી ચલાવી શકતા નથી. મસ્તિષ્ક ઉપર જો વૈશ્ય રૂપી પેટ અથવા ક્ષત્રિય રૂપી હાથ અંકુશ ચલાવવા માંડે અને જે હાલત શરીરની થાય તે હાલત 'ગુરુકુલ' રૂપી શરીરની—"સમિતિ"ના અંકુશ નીચે થાય. ગુરુકુલના બ્રહ્મચારીઓને અને અધ્યાપક વર્ગને જયારે સમજાય છે કે આચાર્યને સમિતિને અથવા સમિતિના પ્રમુખને તાબે રહીને ગુરુકુલ ચલાવવાનું હોય છે ત્યારે એમની આંખ આગળ આચાર્યનું પદ બીજા નંબરનું ગણાવા લાગે છે. 'આચાર્ય' પરની સર્વોપરિ સત્તા 'ધન' Finance ના કારણે સમિતિ ધરાવતી હોવાથી ગુરુકુલની ભાવનામાં 'અર્થ' (ધન) ને ઉચ્ચ સ્થાન આડકતરી રીતે મળી જાય છે. માટે પ્રજાએ અમુક યોગ્ય આચાર્યને ચુંટી કાઢીને, તેના પર વિશ્વાસ રાખીને તેના હાથમાં ગુરુકુલ માટેની જમીન, મકાનો અને નિભાવખર્ચનાં નાણાં મૂકવાં જોઇએ. આ વિચારો સર્વાંશે સત્ય નથી. જે યુગમાં 'બ્રાહ્મણ' વીતરાગ અને ત્યાગ–ભાવનાના આદર્શ રૂપે જીવન જીવતો હતો તે વખતના 'આચાર્ય' ને ચરણે રાજમુગટો પડતા હતા તો પણ 'આચાર્ય' નું રૂવાડું ફરકતું ન હતું. એવા નિર્લોભી 'આચાર્ય' નું અસ્તિત્વ આજે દુર્લભ છે અને જો એવો આચાર્ય કોઇ ગુરુકુલને પ્રાપ્ત થાય તો તો એ ગુરુકુલ ધન્ય છે! અને એવા નિર્લોભી, સંયમી, ત્યાગી અને ભારતીય સંસ્કૃતિના આદર્શરૂપ 'આચાર્ય' ઉપર અંકુશ રાખવા માટે કોઇપણ 'સમિતિ' હોવી ન જોઇએ. એટલું જ નહિ પણ એવી 'સમિતિ' આપોઆપ એવા આચાર્યના વર્તુળમાં અંતર્ધ્યાન થઇ જવી જોઇએ. પણ જ્યાંસુધી એવા આચાર્યનો અભાવ હોય ત્યાં સુધી 'સમિતિ' નો અંકુશ જરૂરી છે. કારણ કે જુદાજુદા વિચારકો આગળ મૂકાયલો પ્રશ્ન જુદી જુદી

રીતે છણાશે અને જો શુદ્ધબુદ્ધિથી ભૂલ થઇ હશે તો એ ભૂલમાં એ બધાયનો ફાળો હશે અને ભૂલના સુધારને અવકાશ રહેશે. આમ છતાં એક વાત સ્પષ્ટ છે કે હાલની સમિતિઓના બધાયે સભ્યો સતર્ક હોતા નથી અને તેમની આગળ મૂકાતા પ્રશ્નો પર અનુભવ અને અભ્યાસપૂર્ણ વિચારો રજુ કરે તેવા હોતા નથી. તેથી મુઠીભર અને કેટલીકવાર તો એક જ મુખ્ય વ્યક્તિના વિચાર મુજબ, રજુ થતા પ્રસ્તાવો પર આખી સમિતિ મંજુરીનો સિક્કો ચોઢી દે છે. આવું થાય છે ત્યારે વ્યવસ્થાનો પ્રશ્ન કેટલીક બાબતોમાં સરળ અને કેટલીક બાબતોમાં ગુંચવણ ભર્યો પણ થઇ પડે છે. આવા સંયોગોમાં સમિતિની મુખ્ય વ્યક્તિ એટલે પ્રધાન જો આચાર્ય સાથે પરામર્શ કરીને કાર્ય કરે છે તો તો કારભાર સુંદર ચાલે છે. પણ જ્યાં મતભેદ થાય છે ત્યાં ‘ આચાર્ય ’ ને કામ કરવામાં અડચણ પડે છે. બંને પક્ષોએ એકમેકને સમજી લેવાની અને વિચાર–વિનિમય કરવાની ખાસ જરૂર છે. સ્વામી શ્રદ્ધાનંદજી જેવી અદ્વિતીય વ્યક્તિને ‘ સમિતિ ’ સાથેના મતભેદના પરિણામ રૂપે જે અનુભવ થયો હતો એ પર ‘ ગુરુકુલ ’ સંચાલન કરનારાઓને વિચારવાની જરૂર છે. જે વ્યક્તિએ ગુરુકુલ સરજ્યું; જેણે એના મૂળમાં રક્ત સીંચ્યું; જેણે એને માટે આખું જીવન સમર્પ્યું તેવી વ્યકિતના કાર્યો પર પણ કમીટીના સભ્યોએ સમાલોચના કરી હતી એટલું જ નહિ પણ આચાર્ય–પદ–ત્યાગની સંખ્યા પડી ન પડી ત્યાં તો ગુરુકુલનું આખું કલેવર બદલાઇ ગયલું આર્યજનતાએ જોયું હતું. હરિદ્વાર ( કાંગડી ) ગુરુકુલની સંચાલક સમિતિએ ગુરુકુલના સંચાલનની સરમુખત્યારી સ્વામી અભયદેવજી ( પં. દેવશર્માજી)ને આપવાનું જે કાર્ય શરૂ કર્યું છે તે સ્તુત્ય છે અને એવા ત્યાગ–ભાવનાવાળા અને ગુરુકુલની ભાવનાને ગળથુથીમાંથી સમજી આચરનાર આચાર્ય પ્રાપ્ત કરવા માટે એ પ્રાંતની પ્રતિનિધિ સભા સદ્ભાગી છે. બંનેના સદ્ભાગ્યને પરિ-

ણામે એ ગુરુકુલનું ભાવિ ઉજ્વલ બનો એવી પ્રાર્થના છે. પણ જે સંસ્થા પાસે યોગ્ય આચાર્ય ન હોય ત્યાં તો 'સમિતિ' નું અસ્તિત્વ જરૂરી છે. પણ તેને માટે નીચેની સૂચનાઓ પર વિચાર કરીને તેનો અમલ કરવો જોઇએ.

(૧) સંચાલક સમિતિમાં 'સ્નાતકો' નો અવાજ મોટા પ્રમાણમાં હોવો જોઇએ.

(૨) જે ગૃહસ્થોનાં સંતાનો 'ગુરુકુલ' કેળવણીનો લાભ લેતા હોય તેમને જ આ સમિતિમાં નીમવા જોઇએ. કારણ કે પોતાનાં બાળકોને સરકારી સંસ્થાઓમાં ભણાવનાર પિતાને 'ગુરુકુલ' માટે જોઇએ તેવી સહાનુભૂતિ ન જ રહે.

(૩) ઇલાકામાંના શિક્ષણશાસ્ત્રના વિચારકો અને અનુભવીઓ માંના અમુક વિદ્વાનોને એ સમિતિમાં લેવા જોઇએ.

(૪) અમુક મોટી રકમ આપનારને એ સમિતિમાં સ્થાન આપવાનો અર્થ 'અર્થ' ને પ્રાધાન્ય આપવાનો થાય છે. પણ જે દાની 'ગુરુકુલ' પ્રણાલિમાં વિશ્વાસ રાખીને એ કાર્યમાં અવાર-નવાર સક્રિય ભાગ લેતા હોય તેજ દાનવીરને આ સમિતિમાં લેવા જોઇએ.

(૫) વાલીઓમાંના અમુક ઉત્સાહી સંરક્ષકોને એમાં ખાસ આમંત્રણપૂર્વક સ્થાન આપવું જોઇએ. તોજ સંરક્ષકો સાથે ગુરુકુલનો ગાઢ સંપર્ક થશે.

(૬) સમિતિના પ્રધાન તરીકે 'વાનપ્રસ્થ' હોય એ વધુ ઇચ્છવા યોગ્ય છે. પ્રધાનની પસંદગી કરવામાં જ સમિતિની સાચી સફળતા રહેલી છે. કારણ કે વાલીઓ, આચાર્ય, બ્રહ્મચારીઓ અને જનતા: એ સર્વ દિશાઓને બેલેન્સમાં (સમતામાં) રાખવાનું કામ સમિતિના પ્રધાનનું છે.

**(૭) સમિતિનું બંધારણ ઉદારભાવનાને પોષનારૂં હોવું જોઇએ.** સંસ્થાના મુખ્ય ઉદ્દેશને ઘાતક ન નીવડે એવા વિચારકોના અનુભવોનો લાભ લઇ પ્રગતિ કરી શકાય તેવી વ્યવસ્થા સમિતિએ કરવી જોઇએ.

(૮) સમિતિમાંના અમુક ગૃહસ્થોના એક ડેપ્યુટેશને જનતા પાસેથો ફંડ ઉઘરાવવાનું કાર્ય કરવું જોઇએ.

**(બ) આચાર્ય અને મુખ્યાધિષ્ઠાતા:** સામાન્ય રીતે ગુરુકુલમાં બે અધિકારીઓ હોય છે. (૧) આચાર્ય, (૨) મુખ્યાધિષ્ઠાતા. કાર્ય-વિભાગના કારણે બહારની વ્યવસ્થા રાખનાર મુખ્યાધિષ્ઠાતા અને ગુરુકુલનો વિદ્યાલય વિભાગ સાચવનાર આચાર્ય એમ બે અધિકાર ભેદ રખાયા છે. બાહ્ય દૃષ્ટિએ એ બંને અધિકારો જુદા જુદા હોવા જોઇએ એમ દેખાય છે. પણ અનુભવથી સમજાય છે કે એ દ્વિમુખ-પદ્ધતિનો ગુરુકુલની વ્યવસ્થામાં મેળ ખાતો નથી. ગુરુકુલના વર્તુલમાં આચાર્યનું પદ સર્વથી શ્રેષ્ટ હોવું જરૂરી છે. આચાર્યપર સમિતિના પ્રધાનના અંકુશ ઉપરાંત જો મુખ્યાધિષ્ઠાતાનો અંકુશ મૂકાય તો એ આચાર્ય આચાર્ય નથી પણ 'હેડ માસ્તર' બની જાય છે. આચાર્યને બાળકોનું હૃદય પોતાની તરફ આકર્ષીને એના હૃદયના નાનામાં નાના ખુણામાં પોતાના સદાચારના આદર્શની રોશની ફેલાવવાની હોય છે. આચાર્યને ગુરુકુલના 'સ્ટાફ' મારફત બાળકોનું સંરક્ષણ કરવાનું હોય છે. તેથી એ બંનેની દૃષ્ટિનું મુખ્ય લક્ષ્ય 'આચાર્ય' જ હોવું જોઇએ. જે ક્ષણેથી અધ્યાપકો એમ જાણી લે છે કે અમોને પગાર આપનાર કે વધારો મંજુર કરનાર કે અન્ય અંકુશ રાખનાર મુખ્યાધિષ્ઠાતા છે તે જ ક્ષણેથી તેઓ આચાર્ય તરફ દુર્લક્ષ કરતા થઇ જાય છે. જે ક્ષણેથી બ્રહ્મચારીઓ સમજતા થાય છે કે અમોને વસ્ત્રપરિધાન, ભોજન, પુસ્તકો વગેરે અમુક સગવડો આપવાનો અંતિમ અધિકાર

મુખ્યાધિષ્ઠાતાને છે તે ક્ષણેથી એમને આચાર્ય માટેનો પૂજ્ય-ભાવ અને પ્રેમ ઓછાં થાય છે. આચાર્યપદ હેડમાસ્તર કે પ્રિન્સિ-પાલના પદ કરતાં ચઢીઆતું પદ છે. આમ છતાં પણ સરકારી શિક્ષણાલયોમાં એ બે પદની ઉપર બીજો પદાધિકારી ફક્ત 'સમિતિ' હોય છે. કોઇપણ કાલેજ કે હાઇસ્કુલનાં પ્રિન્સપાલ કે હેડમાસ્તરનોજ અવાજ સર્વોપરિ હોય છે અને બોર્ડિંગ સુપરિ-ન્ટેન્ડન્ટની ઉપર પણ પ્રિન્સપાલનું પદ હોય છે. 'ગુરુકુલ'નું મશીન કાંઇક જુદું છે. તેથી એ માટે નીચેની સૂચનાઓ જરૂરી છેઃ—

(૧) જે વ્યક્તિ આચાર્ય અને મુખ્યાધિષ્ઠાતા એ બંને કાર્ય કરી શકે, તેવી વ્યક્તિની ચુંટણી આચાર્ય તરીકે કરવી જોઇએ.

(૨) એવા આચાર્યના મદદનીશ તરીકે સહાયક મુખ્યાધિષ્ઠાતાના હોદ્દાવાળા કોઇ વ્યક્તિને સમિતિએ આચાર્યની સંમતિથી ચુંટવો જોઇએ.

(૩) સમિતિનો પ્રધાન જો મુખ્યાધિષ્ઠાતાપદ રાખે તો એમાં ખાસ વાંધો ન ગણાય. સમિતિના પ્રધાન તરીકે જે વ્યક્તિ ચુંટાય છે તેનામાં સેવાભાવ હોવો જરૂરી હોવાથી એવી પ્રધાન વ્યક્તિ જો મુખ્યાધિષ્ઠાતાનું કાર્ય 'માનદ' લે અને ઉત્સાહથી કાર્ય કરે તો વ્યવસ્થા દીપી ઉઠે. જે જે ગુરુકુલમાં આ બે પદાધિકારીઓ જુદા રહ્યા છે ત્યાં ત્યાં મતભેદનું સામ્રાજ્ય થયું છે અને બંને પદ એક થતાં કાર્ય સરલ થયું છે. માટે યોગ્ય વ્યક્તિની આચાર્ય તરીકેની ચુંટણીમાં જ સમિતિની ખાસ કસોટી છે.

(૪) વર્ષમાં પ્રસંગોપાત અથવા લાંબી રજા દરમ્યાન ગુરુકુલના આચાર્યે જુદાજુદા શહેરોમાં ફરીને જનતાને 'ગુરુકુલે' જેટલી પ્રગતિ કરી હોય તેનાથી જાણીતા કરવા ઉપરાંત જનતાની જ્ઞાન ભૂખ મટે તેવા વ્યાખ્યાનો કરવાં જોઇએ. આ પ્રસંગે ફંડ ઉઘરાવવાનું કામ થવું ન જોઇએ. આચાર્યે ફંડ માગવું પણ ન

જોઇએ. આચાર્ય તરફની વ્યાખ્યાનમાળા સ્થળે સ્થળે ગોઠવાઇ ગયા પછી યોગ્ય મોસમમાં સમિતિના સભ્યોના ડેપ્યુટેશને ફંડ ઉઘરાવવા બહાર નીકળવું જોઇએ.

(૫) ગુરુકુલમાં આચાર્યની હાજરી અગત્યની વસ્તુ છે. ખાસ સંયોગોમાં જ આચાર્ય બ્રહ્મચારીઓથી અને ગુરુકુલથી બહાર જવા જોઇએ.

(૬) સમાજોના ઉત્સવો પર ભાષણ આપવાની તક આચાર્યે જરૂર લેવી જોઇએ. એથી પ્રજામત કેળવાય છે. એજ રીતે યજ્ઞોપવીત, વિવાહ વગેરે સંસ્કારોમાં પણ અગત્યના સ્થળોએ આચાર્યની ઉપસ્થિતિ પ્રેરક ગણાય. સામાન્ય અધ્યાપક એ સંસ્કારોના પ્રસંગે જઇને સંસ્કારોનું રહસ્ય સમજાવે તે કરતાં ગુરુકુલના આચાર્ય સમજાવે તો એની છાપ સારી પડે છે. વળી 'સંસ્કારો' દ્વારા આમ-જનતાનો ગાઢ સંપર્ક સાધી શકાય છે. આવે પ્રસંગે આચાર્યની અનુપસ્થિતિમાં ઉપાચાર્યે અને સહાયક મુખ્યાધિષ્ઠાતાએ ગુરુકુલની વ્યવસ્થાનું કાર્ય ઉપાડી લેવું જોઇએ.

(૭) બ્રહ્મચારીના ગુરુકુલ પ્રવેશ કાલથી શરૂ કરીને અભ્યાસ પૂર્ણ થતા સુધીના તેના આચરણ, અભ્યાસ વગેરેની વ્યક્તિગત જવાબદારી આચાર્યની છે. બાળકની સાહજિક અને સાંયોગિક ભૂલોમાંથી સાંયોગિક ભૂલો આચાર્યે જરૂર દૂર કરવા પ્રયત્નો કરવા જોઇએ અને સાહજિક ભૂલો કે ત્રુટિઓ હોય તો તેથી વાલીઓને પરિચિત કરી દેવા જોઇએ.

"આપણું જીવન દિવસે દિવસે નીરસ બનતું જાય છે, આપણામાંથી સૌન્દર્ય દૃષ્ટિ ચાલી ગઇ છે. આપણે ત્યાં જે આકાશ છે, તેમાં આખી રાત ગ્રહો અને નક્ષત્રોની રમત ચાલે છે, એ જોવાનું બીજે કયાંથી મળશે?

શેકસ્પીયરની અંગ્રેજી કવિતા કે કવિ કાલિદાસની કૃતિઓ વાંચવા માત્રથી હૃદયને સૌન્દર્યનો અનુભવ થતો નથી. જે દેશના

મંદિરોમાં પણ સંગીતનાશક હારમોન્યમ સંગીતરસજ્ઞ સમાજની શોભાનું અંગ થઇ બેઠું છે ત્યાંથી સંગીતશાસ્ત્ર પરવારી બેસે તો શી નવાઈ? હવે દિવસો બદલાતા જાય છે. આપણે ફરીને **સંસ્કૃત આર્ય** બનવું છે. માટે જ અભ્યાસક્રમમાં કળાનો વિષય ઉમેરવો જરૂરી છે. જો આ પ્રયોગ ચાલુ રહેશે તો મને વિશ્વાસ છે કે અમારા ઘરોમાં, મહેલાતોમાં અને ગામડાંના કૂબાઓમાં ફરીથી ચિત્રો દીપી ઉઠશે. આકાશ, ઝરણાં, સરિતા, પર્વતમાળા, હરિયાળાં ખેતરો અને રંગબેરંગી વાદળીઓ તે વખતે લોકોનાં સજીવ મિત્રો બની જશે. એ વખતે કવિઓની કવિતામાં અને ગામડાંના સંગીતમાં અજબ જોમનાં દર્શન થશે"

—**સ્વામી સંપૂર્ણાનંદજી**

(ક) **અધ્યાપક વર્ગ:** ઉપલા ઉદ્‌ગારો પર ગુરુકુલ શિક્ષા-પ્રણાલિને અમલમાં મૂકનાર અધ્યાપક વર્ગે વિચાર કરવો જોઇએ. હાલની અંગ્રેજી શાળાઓ અને કોલેજોમાં જે અધ્યાપક વર્ગ છે તેમને દિવસમાં અમુક કલાક વિદ્યાર્થીઓને શીખવવાનું હોય છે એટલે વિદ્યાર્થી પર વિદ્યા ઉપરાંત જીવન રસ "સદાચાર" નું ઝીણવટ ભર્યું કાર્ય કરવાનો તેમને અવકાશ નથી હોતો. આથી વર્તમાન કેળવણીમાં વિદ્યા અને સદાચાર વચ્ચે એક પ્રકારનો અખાત પડતો જોવામાં આવે છે. ગુરુકુલ શિક્ષા પ્રણાલિની વિશેષતા 'ગુરુ'માંજ રહેલી છે. બ્રહ્મચારી અવિદ્યા અને વિદ્યા બંને જાણે અને અંતે તો આત્મવિદ્યા જાણે ત્યારે જ તે ખરો વિદ્યાર્થી અને એવી આત્મવિદ્યા શીખવનાર ખરો ગુરુ. આથી સમજાશે કે ગુરુકુલોના અધ્યાપકોનો તાણો વાણો Calibre આધુનિક શિક્ષણાલયો કરતાં જુદો હોવો જરૂરી છે. આદર્શ હોય તે મુજબ બધુંએ મળવું સુલભ નથી; શક્ય પણ નથી. છતાં આદર્શ આંખ સમક્ષ રાખવાથી હોકાયંત્રનો કાંટો આદર્શ વિરોધી થતાં અટકી પડે છે. ગુરુકુલોને ચલાવવા માટે શરૂઆતમાં આધુનિક શિક્ષણાલયોમાંથી પાસ થયેલા ઉપાધિવાળા અને કેટલાક જુના વિચાર

વાળા પંડિતોને મેળવવા પડયા હતા. ન્યાય ખાતર કહેવું પડશે કે આવી પસંદગી છતાં ગુરુકુલોના બ્રહ્મચારીઓને એવા અધ્યાપકો પાસે જે શીખવાનું મળ્યું હતું તે પાછલા વર્ષમાં મળી શકયું છે કે કેમ એ પ્રશ્ન છે. શરૂઆતમાંના બી. એ. અને એમ. એ. ઉપાધિવાળા અધ્યાપકો સ્વાધ્યાયશીલ હતા અને એમનામાં ગુરુકુલ શિક્ષા પ્રણાલિને સફળ બનાવવાની ધગશ જાગી હતી. જુના વિચારના પંડિતો સિદ્ધાંતમાં વિરોધ રાખતા છતાં જે વિષય શીખવતા હતા તેને પુરતો ન્યાય આપતા હતા. તેના પરિણામે પ્રમાણમાં સારા સ્નાતકો નીકળી શકયા. એ પછી જેમ જેમ આર્ય વિચારવાળા અધ્યાપકો અને ગુરુકુલોમાંથી સ્નાતક થયલા અધ્યાપકો મળતા ગયા તેમ તેમ ગુરુકુલના અધ્યાપન કાર્યમાં સુંદર વિકાસને અવકાશ મળતો ગયો. જે પ્રમાણે પ્રચાર ક્ષેત્રમાં શરૂઆતમાં ખરૂં ખમીર બતાવનાર મહાત્મા મુંશીરામજી વગેરે આધુનિક શિક્ષણાલયોની જ પેદાશ હતી તેજ રીતે ગુરુકુલના અધ્યાપકોના આત્મારૂપે જે કેટલાક અધ્યાપકો હતા તેઓ આધુનિક શિક્ષણાલયોના જ ઉપાધિધારી છતાં સેવા-ભાવથી કાર્ય કરનારા હતા. જ્યારથી ગુરુકુલોમાંથી સ્નાતકો નીકળવા માંડયા ત્યારથી સ્વાભાવિક રીતે ગુરુકુલોમાં તેમને સ્થાન મળવા માંડયું. ગુરુકુલ સ્નાતકોનું છે અને સ્નાતકો ગુરુકુલના છે એ સત્ય અને સંગીન સત્ય છે છતાં જેટલી ધગશ, સ્વાધ્યાયશીલતા, સદાચારના શિક્ષણ માટેની જેટલી ચીવટાઇ સ્નાતક-અધ્યાપકોમાં હોવી જોઇએ તેટલી જણાતી નથી. સ્નાતક અધ્યાપકોમાં પણ બે વર્ગ પાડી શકાય તેમ છે. જુના સ્નાતકો અને નવા સ્નાતકોમાં જે લાક્ષણિક ફેરફાર છે એ જ ફેરફાર સ્નાતક-અધ્યાપકોમાં છે. આર્ય-જનતાને સ્નાતક-અધ્યાપકો પાસે વધુ આશા રાખવાનો હક છે. કારણ કે બ્રહ્મચારીઓની મુશ્કેલી, એમની ત્રુટીઓનો સ્વાનુભવ સ્નાતકોને હોઇ શકે તેટલો બીજાને ન હોઇ શકે. બહારના અધ્યાપકો વૈદિક સિદ્ધાંતમાં અથાઇ ગયલા ન હોવાથી કદાચ બ્રહ્મચારી-

ઓના શિક્ષણમાં ક્ષતિ આવી શકે. બહારના શિક્ષકો કાર્બોનિક એસિડ ગેસવાળા શહેરોમાંના, દૂષિત વાતાવરણમાંના શિક્ષણાલયોની અને સમાજની પેદાશ હોવાથી અમુક પ્રકારનું વૈદિક વાતાવરણ ભૂલે ચૂકે બગાડી પણ શકે; પણ જે સ્નાતકોએ દાયકા ઉપરાતનો મુદ્દત સુધી સદાચાર, નીતિ, સંસ્કૃતિ, વૈદિક ધર્મ, વિદ્યા, અવિદ્યા, આસ્તિકવાદ વગેરેનું શિક્ષણ મેળવ્યું હોય; જે સ્નાતકોએ સખત સંયમી જીવન ગાળ્યું હોય; જેમણે વ્હાલાં માબાપોનો વિયોગ સહન કરીને પણ ગુરુ સાંનિધ્ય સેવ્યું હોય એ સ્નાતકો અધ્યાપનનું કાર્ય હાથ પર ધરે, તે પછી ગુરૂકુલના બ્રહ્મચારીઓમાં ચમત્કારિક પરિવર્તનની આશા રાખવી અસ્થાને નથી. આ તો સ્પષ્ટ તર્કવાદનો શ્રેણિને અનુકૂલ ભાવના અને આશા છે. ગુરુકુલના ભૂતકાલના કેટલાયે વિદ્વાન અધ્યાપકોને મહાત્મા મુંશી રામજીએ અમુક કારણોસર ગુરુકુલમાંથી વિદાય કર્યા હતા. મહાત્મા મુંશીરામજીએ એકવાર મારા પૂજ્યપિતાજીની સાથે વાતચીત કરતાં કહ્યું કે મારા બ્રહ્મચારીઓથી એક રાત પણ વિખુટા પડવું મને અમુંઝણ ઉત્પન્ન કરે છે અને મહાત્માજી બ્રહ્મચારીઓની રાત્રિઓના ચોકીદાર હતા. પંજાબ વગેરે પ્રાંતોની અમુક નૈતિક બદીઓની અસરવાળા વાતાવરણમાં ઉછરેલા અધ્યાપકો ગુરુકુલોમાં કમનસીબે આવી ચઢતા તો રોગનો ચેપ ફેલાવતા પણ ખરા. પણ સતર્ક આચાર્યની હાજરીમાં એ ચેપ રોગચાળો Epidemic થઇ જાય તે અગાઉ રોગનું નિવારણ થઇ જતું હતું. આ કાળમુખો ભય ગુરુકુલને માથે વરસો સુધી ઝઝૂમ્યો છતાં તેમાંથી મહાત્મા મુંશીરામજીએ સંયમી, ત્યાગી અને નીતિમાન સ્નાતકોની ફોજ ખડી કરી. આ ભયની કલ્પના પણ સ્નાતક અધ્યાપકોના અધ્યાપન કાળમાં કરી ન શકાય. પણ એક વાત સ્પષ્ટ છે કે જ્યાં આચાર્ય કે અધ્યાપકો સતર્ક નહિ હશે ત્યાંનું વાતાવરણ ગુરુકુલના નીતિમય કલેવરને જરૂર ફોલી ખાશે. આને માટે

નીચેની સામાન્ય સૂચનાઓ ધ્યાનમાં લઇ શકાય.

(૧) શરૂઆતની પાંચ શ્રેણિ સુધીમાં અધ્યાપકો અને શ્રેણિના અધિષ્ઠાતાઓ એ બંને જગાઓ એકજ હોવી જોઇએ. એને માટે જરૂર જણાય તો બમણો સ્ટાફ રાખવો જોઇએ કે જેથી દરેક 'અધ્યાપક-અધિષ્ઠાતા' પર શક્તિ ઉપરાંત કાર્યનો બોજ ન પડે. આ નાની શ્રેણિઓમાં વાનપ્રસ્થ અથવા ગૃહસ્થ 'અધ્યાપકો-રક્ષકો' રાખવા જોઇએ.

(૨) છઠ્ઠીથી દસમી શ્રેણિ સુધીમાં સ્નાતકો અધ્યાપક તરીકે અને શ્રેણિના અધિષ્ઠાતા તરીકે વાનપ્રસ્થ કે ગૃહસ્થ હોવા જોઇએ.

(૩) અગ્યારમીથી ચૌદમી શ્રેણિ સુધીમાંના ઉપાધ્યાય વર્ગને રાખવાનું ધોરણ ખૂબ વિચારપૂર્વક થવું જોઇએ. આચાર્યની આંખ સામાન્ય રીતે દરેક બ્રહ્મચારીના આંતરદેહ સુધી પહોંચવી જોઇએ પણ જરા ટુંકાવીને કહીએ તો આચાર્યની એક આંખ નાના બ્રહ્મચારીઓ પર અને બીજી આંખ મહાવિદ્યાલયના મોટી વયના સમજુ બ્રહ્મચારીઓ પર હોવી જોઇએ.

(૪) જે અધ્યાપકોનાં સંતાનો ગુરુકુલમાં ન ભણુતાં હોય તેમની પાસે તેવા વર્તનનો યોગ્ય ખુલાસો મેળવીને, સંતોષકારક લાગે તોજ તેમને અધ્યાપક તરીકે રોકવા જોઇએ.

(૫) અધ્યાપકોના સારામાં સારો, અનુભવી અને વાત્સલ્યપ્રિય વર્ગને નાની શ્રેણિઓમાં નહિ રખાય ત્યાં સુધી બાળકોને 'માતા'ની ગેરહાજરીને લીધે વેઠવી પડતી 'વાત્સલ્ય-પ્રેમ'ની ઉણપ પૂરી નહિ શકાય. સદાચારના શિક્ષણની આધારશિલા 'માતા' છે અને જે શિક્ષકો 'માતા' થઇ શકે તેવાજ શિક્ષકોને પહેલીથી પાંચમી શ્રેણિ સુધીમાં રાખવા જોઇએ. તે પછી જે શિક્ષકો 'પિતા'-પ્રખર કિરણો દ્વારા સૂર્ય જેમ તપે છે તેવા પિતા રૂપે વર્તન કરી શકતા હોય તેવા શિક્ષકોને દસમી શ્રેણિ સુધી રાખવા જોઇએ. અને તે પછી જે શિક્ષક સાચા 'મિત્ર' ભાવે વર્તન

કરી શકતા હોય તેવા શિક્ષકોને ઉપાધ્યાય તરીકે મહાવિદ્યાલય વિભાગમાં રોકવા જોઇએ.

(૬) દરેક શ્રેણિના અધ્યાપકે તેમની શ્રેણિના પ્રત્યેક બ્રહ્મચારીના વિદ્યા, સદાચાર વિશેની 'ખાનગી' નોંધ રાખવી જોઇએ અને તે નોંધ આચાર્ય આગળ દરમાસે તથા સંતાનોના વાલી આગળ દરવર્ષે રજુ થવી જોઇએ. આમ થાય તો જ વાલીઓ તરફની ફરજ સારી રીતે અદા થયલી ગણાય.

(૭) એકે એક અધ્યાપક કે અધિષ્ઠાતાના વર્તન અને જીવન સંબંધી ઝીણવટ ભરીને ચીવટાઈ ભરી તપાસ આચાર્યે રાખવી જોઇએ.

(૮) દરેક અધ્યાપકના પગારનું ધોરણ તેમના આશ્રમ ધર્મને અનુકૂલ અને વર્તમાન યુગમાં જે અનિશ્ચિત ભાવિની સામે જંગ ખેડવું પડે છે તે સંયોગોને ધ્યાનમાં રાખીને ઘડાવું જોઇએ. કેટલીવાર પ્રશ્ન ઉઠે છે કે અધ્યાપકે એટલો પગાર ન લેવો જોઇએ કે જેથી બેંકોમાં નાણાં શિલકમાં રહે. પણ જ્યાંસુધી સંસ્થા બ્રાહ્મણવર્ગની કોઈ એવી ગોઠવણ કરતી નથી કે જેથી એ અધ્યાપકની વૃદ્ધાવસ્થામાં એને આર્થિક સહાય મળતી રહે ત્યાંસુધી પગારનું ધોરણ ઊંચું હોવું જ જોઇએ.

(૯) અધ્યાપકોને સ્થિરતાનો અનુભવ થાય તે માટે પેન્શન કે પ્રોવીડન્ટ ફંડની અને તેમનાં સંતાનોને શિક્ષણ આપવાની જવાબદારીની યોજના ગુરુકુલ સંચાલક સમિતિએ કરવી જોઇએ.

(૧૦) આજે અધ્યાપકોની ગોઠવણ શ્રેણિવાર થાય છે તેને બદલે વિષયવાર થવી જોઇએ. દાખલા તરીકે ભૂગોળના નિષ્ણાત શિક્ષકને પહેલીથી પાંચમા શ્રેણિ સુધીના શિક્ષણની, પાઠયક્રમ ઘડવાની, પાઠયપુસ્તકો ચુંટવાની અને એ સંબંધી સઘળી જવાબદારી સોંપવી જોઇએ. આમ થવાથી એકરસતા જળવાશે અને એ શિક્ષકને સ્વાધ્યાયશીલ બનવું પડશે.

**(૩) બ્રહ્મચારીગણ :**

"ગુરુકુલ સંસ્થાકી સ્થાપના એક ઐસે અક્ષયકીર્તિ સ્વર્ગીય સ્વામી શ્રદ્ધાનન્દકે હાથોંસે હુઈ હૈ જિસને અપને બલિદાન, પરિશ્રમ ઔર શ્રદ્ધાસે હમારે બીચમેં આર્ય શિક્ષાકી ઉસ પ્રાચીન પ્રણાલિકો પુનર્જીવિત કરનેમેં સફલતા પ્રાપ્ત કી હૈ– જિસકા ઉદ્દેશ્ય બ્રહ્મચર્યકે કઠોરતમ શાસનમેં રહકર સચ્ચે મનુષ્યત્વકી ઉન્નતિ કરના હૈ, ઔર માનવીય આત્માકી વૈયક્તિક ઔર રાષ્ટ્રીય જીવન કી શક્તિયોંકો વિકસિત કરના હૈ. હમારી વર્તમાન પીઢી તથા ભવિષ્યમેં આનેવાલી પીઢિયોંકા **પથ-પ્રદર્શક હોનેકા સૌભાગ્ય ગુરુકુલકો પ્રાપ્ત હૈ.**"

"મુઝે બડા ખેદ હૈ કિ મૌલિક વિચારશીલતા ઔર અન્વેષણ કે ક્ષેત્રમેં ભી ભારતીય મસ્તિષ્કોંને સંતોષજનક પરિણામ ઉત્પન્ન નહીં કિયે હૈં. યદિ હમ અપને પ્રાચીન યશકો પ્રાપ્ત કરના ચાહતેં હૈં ઔર અપને આપકો એક જીવિત, જાગૃત ઔર ઉન્નતિશીલ બનાના ચાહતે હૈં તો આર્યોંકે પ્રાચીનતમ સાહિત્ય વેદોંકે પઠન-પાઠનકા ગંભીર ઔર સંઘટિત પ્રયત્ન કરના ચાહિયે ઔર પાશ્ચાત્ય સભ્યતા કી અચ્છાઇઓંકો ગ્રહણ કરનેકે સાથ સાથ વૈદિક–સંસ્કૃતિ કી વિશેષતાઓંકો અપને જીવનકા અંગ બના લેના ચાહિએ. ઇસકે લિયે હમેં ગુરુઓંકે ચરણોંમેં બ્રહ્મચારી બનકર ઉપસ્થિત હોના ચાહિયે ઔર ધૈર્ય તથા પરિશ્રમસે પવિત્ર શાસ્ત્રોંકા અધ્યયન કરના ચાહિયે. વેદમંત્રોંકા જ્ઞાન અસ્થિર અધ્યયનસે કભી નહીં હો સકતા. **વેદોંકા જાનના સ્વયં બ્રહ્મકા સાક્ષાત્કાર કરના હૈ.**"

**—ડૉ. અવિનાશચંદ્ર દાસ, એમ. એ.**

"મૈં યહ નહીં માનતા કિ પ્રાચીન ભાષા સંસ્કૃત કી પઢાઇ સે સમય ઔર શક્તિ બરબાદ હોતી હૈ. ઇસસે આધુનિક ભાષાઓં કે પઢાઇમેં મદદ મિલતી હૈ. **હર રાષ્ટ્રવાદીકો સંસ્કૃત પઢના**

ચાહિયે. હિન્દૂ બચ્ચોં કો યદિ અપને ધર્મ કી ભાવના હૃદયંગમ કરની હૈ તો એક ભી લડકે યા લડકી કો સંસ્કૃત કા પ્રારંભિક જ્ઞાન પ્રાપ્ત કરના હી ચાહિએ.”

—મહાત્મા ગાંધીજી.

ઉપરના ઉદ્‌ગારોથી સમજાશે કે આખી પ્રણાલિનો આત્મા 'બ્રહ્મચારી' છે. એની પર તો આખી ઇમારત ચણાઇ છે. આધુનિક શિક્ષણાલયોમાં ભણનાર 'વિદ્યાર્થી' અને ગુરુકુલના 'બ્રહ્મચારી' માં ભેદ છે. વિદ્યાર્થીને અર્થકરી વિદ્યા પ્રાપ્ત કરવી છે પણ બ્રહ્મચારીને તો 'બ્રહ્મવિદ્યા' મેળવવી છે. આ હેતુ ધ્યાનમાં લઇને ગુરુકુલ પ્રણાલિને સમજવી જોઇએ. જે વખતે ગુરુકુલોમાંથી બ્રહ્મચારીઓ સ્નાતક સ્વરૂપે બહાર પડયા ન્હોતા તે વખતે જે સુંદર કલ્પનાઓ અને ભાવનાઓ રખાઇ હતી તે મૂર્તસ્વરૂપે કેટલી સિદ્ધ થઈ છે તે આપણે જોઈ શકયા છીએ. એક બાળકનું સૃજન માબાપ કરે છે. એ સૃજનમાં માબાપે કઈ કઇ ભૂલો કરી છે તેનું પરીક્ષણ બાળકના પરીક્ષણ પરથી જાણી શકાય છે એજ રીતે હાલના 'બ્રહ્મચારી' ના ઘડતરમાં સમાજની, પ્રણાલિની, ગુરુકુલની, અધ્યાપકોની, આચાર્યની, રાષ્ટ્રની કઇ ભૂલો થઇ છે તે જોવા માટે 'બ્રહ્મચારી'ના ઘડતરની ત્રુટિઓ તપાસવી પડશે. માતપિતા 'બાળક'ની ભૂલો જુએ તેમાં એનો હેતુ એ હોય છે કે પોતાની ત્રુટિઓ બાળકમાંથી ચાલી જાય અને એ દૂષણો વંશપરંપરાગત થતાં અટકે. એમાં 'બાળક'ને હીણપત લગાડવાનો હેતુ જરાપણ હોતો નથી. વળી માબાપ બાળકના સદ્‌ગુણો જોઇને જેમ રાચે છે તેમ 'બ્રહ્મચારી'ના ઘડતરમાં જે સુંદર લક્ષણોએ ડોકીયાં કર્યાં છે તે જોઇને સમાજને રાચવું જોઇએ. હું આ પ્રકરણમાં, ઘડાયલા 'બ્રહ્મચારી'ના ગુણદોષને તટસ્થ ભાવે અને શુદ્ધબુદ્ધિથી મારી સમજ મુજબ તપાસીશ. પરીક્ષણમાં થએલી ભૂલો સુધારી લેવા હું હંમેશ ઉદ્યત રહીશ.

(૧) **આરામ તલબી :** આધુનિક શિક્ષણાલયોના ફલસ્વરૂપ ગ્રેજ્યુએટમાં આરામતલબી હોવી સ્વાભાવિક છે પણ સ્નાતક સ્નાતિકાઓમાં આરામતલબી હોવી ન જોઇએ. જેમણે વર્ષોસુધી વિદ્યાર્થી અવસ્થામાં શારીરિક વ્રત અભ્યાસ સાથેનું જીવન વ્યતીત કર્યું હોય તેમને એની ટેવ પડી ન જવી જોઇએ. જે સંસ્થાની સ્થાપનાનો ઉદ્દેશ બ્રહ્મચર્યના કઠોરતમ શાસનમાં રહીને મનુષ્યત્વનો વિકાસ કરવાનો છે એ ગુરુકુલના સ્નાતકોમાં આરામ તરફની પ્રીતિ હોવી અસ્વાભાવિક છે. એટલે જો સ્નાતકોમાં તેવી પ્રવૃત્તિ હોય તો એનાં કારણો શોધવાની જરૂર છે. (૧) અગર તો ચૌદ વર્ષ સુધી જે નિયમ પાલનના શાસનમાંથી તેમને પસાર કર્યા છે એ શાસનમાં અસ્વાભાવિકતા અને યોગ્યતા હોવી જોઇએ. (૨) આઘાત અને પ્રત્યાઘાતના સિદ્ધાંત મુજબ અસ્વાભાવિક સંયમને અંતે જે Reaction થાય છે તેનું પરિણામ આ હોવું જોઇએ. (૩) આચાર્ય અને અધ્યાપકોએ જીવલા જીવનોનો પડઘો હોય. (૪) બહારના સમાજની અસર હોય. (૫) માબાપો તરફના પ્રયત્નોની ખામી હોય. (૬) ગુરુકુલ-પ્રણાલિમાં કાંઇ ગંભીર ત્રુટિ હોય. ઉપર મુજબનાં કારણો કલ્પી શકાય. મને લાગે છે કે સ્નાતકોમાં કોલેજીયનો જેટલો આરામ તરફનો પ્રેમ કે મોજશોખ તરફનો શોખ નથી એ ખરૂં પણ પ્રમાદને લીધે આરામ તરફની વૃત્તિ થોડોક વખત જાગે છે. જો એ વખતે સમાજ અને માબાપો એ સ્નાતકને પ્રેરણા આપે છે તો પ્રમાદને ખંખેરીને એ સ્નાતક જગતમાં આગળ વધી શકે છે. મને લાગે છે કે ગુરુકુલમાં બ્રહ્મચારીને અભ્યાસ કે માનસિક ઉન્નતિ સિવાય બીજા પ્રકારનો 'શ્રમ' સાધવો પડતો ન હોવાથી આવો સ્વભાવ થઇ જવો સ્વાભાવિક છે. પહેરવાને વસ્ત્રો તૈયાર મળે, ખાવાના સમયે ઘંટી વાગતાં થાળીઓમાં ભોજન તૈયાર મળે અને અન્ય સાધનો પણ સમયસર મળે ત્યારે માનસિક શ્રમ કરનારને એ શ્રમ—સાધ્ય

સાધનો કેવી રીતે અને કોના કોના પ્રયત્નોથી મળ્યા છે તેની ખબર પડતી નથી. આખો વખત અભ્યાસમાં દત્તચિત્ત રહેનારને ઘરની ફિકર ન હોય તો એનો સ્વભાવ માનસિક શ્રમ કરવામાં તો મહેનતુ હોય છે પણ જે બીજા ક્ષેત્રમાં શ્રમની જરૂર હોય છે ત્યાં તેને આરામની તલબ લાગે છે. આ એક લાક્ષણિક લાઇનદોરી છે અને તેને ખૂબ સમજી લેવાની જરૂર છે. સ્નાતકમાં જે 'આરામ તલબી' છે એ ચૌદ ચૌદ વર્ષ સુધીના અખંડ માનસિક શ્રમને પરિણામે અને સમાજના ઝંઝાવાતોથી દૂર—ઘણે દૂર રહીને જે એકાંતવાસ સેવ્યો હોય છે તેને પરિણામે છે. એના ઉપાય તરીકે કેટલીક નમ્ર સૂચનાઓ રજુ કરૂં છું:—

(૧) પહેલી શ્રેણીથી પાંચમી શ્રેણી સુધીના બ્રહ્મચારીઓ પાસે થાળી વાડકાં મંજાવવા જોઇએ. ઓરડામાંથી પૂંજો કઢાવવો જોઇએ. કપડું ફાટી ગયું હોય તો તેને શીવતાં શીખવાડવું જોઇએ. પહેરણ ધોતી સાબુથી ધોઇને તેને બરાબર ગડી વાળીને વ્યવસ્થિત રાખી શકે તેમ કરવું જોઇએ. આ કાર્યો હંમેશ કરાવવાં એ વહેવારૂ ન હોય તો અઠવાડીયે કે પખવાડીયે પણ આ કાર્યો કરાવીને કામ કરવા તરફની અભિરુચિ અને આદત પાડવાં જોઇએ.

(૨) છ થી દસ શ્રેણીમાં શાક સમારતાં અને બનાવતાં, દૂધ દોહતાં, પહેરણ વેતરીને શીવતાં, વસ્ત્રોને સાબુથી ધોઇને તેને અસ્તરી કરતાં, નાની વયના બ્રહ્મચારીઓને શારીરિક શ્રમના કાર્યોમાં સહાય આપતાં શીખવવાની જરૂર છે. અભિરુચિ કેળવવાની જરૂર છે.

(૩) મહાવિદ્યાલય વિભાગમાં શારીરિક શ્રમે એથી ઉંચું સ્થાન લેવું જોઇએ.

(૪) સૂતરનું કાંતણ (જે કાંગડી ગુરુકુલમાં અમલમાં મૂકયું છે). મૌન સાથે થવાથી બ્રહ્મચારીમાં એકાગ્રતા, મનનું સમતોલન

અને ચિત્તની શાંતિ વગેરે ગુણો કેળવાય છે અને એક આધ્યાત્મિક સાધના થાય છે. શારીરિક શ્રમ સાથે આત્મિક ગુણોની પ્રગતિ કાંતણ દ્વારા સંધાય છે.

(૫) બીજા જે જે હસ્ત ઉદ્યોગો અને શારીરિક શ્રમ સાધ્ય કામો ગુરુકુલના અભ્યાસક્રમને અનુકૂલ હોય તેની તપાસ કરીને તેને દાખલ કરવા જોઇએ.–દાખલા તરીકે જિલ્દ બાંધવાનું કામ, વાંસની ટોપલીઓ વગેરે બનાવવાનું કામ, સુથાર–કડીઆ–કુંભાર–લુહાર વગેરેના ઉદ્યોગનું પ્રાથમિક જ્ઞાન, દહીં બનાવીને છાશ વલોવવી, તેમાંથી માખણ અને ઘી બનાવવાનું કામ, પ્રેસના બીબાં ગોઠવવાનું કંપોઝનું કામ વગેરે.

(૬) દૈનિક જીવનમાં ખાસ ઉપયોગી સાધનો મેળવવા માટે જેમાં હાથ ભરવો પડે છે તે કાર્યનો માત્ર પરિચય કરવાની જરૂર છે.

આ સૂચનાઓ કરતી વખતે ગુરુકુલના અભ્યાસક્રમમાં જેટલા કલાકો બ્રહ્મચારીને કાઢવા પડે છે એ વાત ધ્યાન બહાર નથી. વળી ગુરુકુલના અભ્યાસક્રમમાં સંસ્કૃત, આર્યસિદ્ધાંત વગેરે કેટલોક અભ્યાસક્રમ બહારના શિક્ષણાલયો કરતાં વધુ છે અને એ અભ્યાસ જરૂરી છે એ વાત પણ ધ્યાન બહાર રાખી શકાય તેમ નથી. પણ પરીક્ષા પદ્ધતિમાં યોગ્ય પરિવર્તન કરવાથી અને લાગણીવાળા શિક્ષકોના સંપર્કથી manual labour (શારીરિક શ્રમ) કરવા તરફની અભિરુચિ અને આદત કેળવી શકાય તેવી પ્રવૃત્તિને અભ્યાસ-ક્રમમાં જરૂર દાખલ કરી શકાય. વાસણ માંજવાનું, દળવાનું, શીવવાનું, વસ્ત્ર ધોવાનું, જિલ્દ બાંધવાનું, પુસ્તકોને પુઠા ચડાવવાનું, ગાર્ડનિંગ કરવાનું, કડીયા–સુથાર–લુહાર–મોચી–કુંભાર વગેરેના કાર્યના પ્રાથમિક વહેવારૂ જ્ઞાનનું, દૂધ અને તેને લગતા સાધનો તૈયાર કરવાનું, પત્રકારિત્વના મૂળ તરીકે બીબા ગોઠવવાનું અને એવા અન્ય કામોને એટલા પ્રમાણમાં કરવાની જરૂર છે કે જેથી

એનું પ્રાથમિક જ્ઞાન થાય, અભિરુચિ જાગે, આદત પડે અને દૈનિક જીવનની જરૂરિયાતો આટલા શ્રમથી મળે છે તેનું ભાન થાય. આ પણ એક શિક્ષણ છે એવો ખ્યાલ બ્રહ્મચારીને થવોજ જોઇએ. પોતાનું ફાટેલું પહેરણ સાંધી ન શકે અને દરજી માટે વાટ જુએ એ નિરાધારતામાં જ આરામ તલબીને પોષણ મળવા માંડે છે. ખરૂં શિક્ષણ પુસ્તકોના અભ્યાસમાં નથી. પુસ્તકીયા અભ્યાસમાં જે કેફ છે એ કેફનો—એ વિષેનો ઉતાર શારીરિક શ્રમ છે. એથી-જ મહાત્મા ગાંધીજીએ એક ગ્રેજ્યુએટને સલાહ આપતાં કહ્યું હતું કે જો તારે મારી પાસે રહેવું હોય તો પહેલાં જે શીખ્યો છે તેને ભૂલી જા અને આખો દિવસ કાંતવાનું કામ શરૂ કર. આ સલાહ કોઇને હસવા જેવી જણાશે પણ જેમ પ્રાચીનકાળમાં આચાર્યો બ્રહ્મવિદ્યાના જીજ્ઞાસુને ગાયો ચરાવવાનું, ભિક્ષા માગવાનું, ઇંધન લાવવાનું અને એવા અન્ય કાર્યો સોંપીને તેની શારીરિક શ્રમ તરફ અભિરૂચિ છે કે કેમ એ જોતા હતા તેજ રીતે ગાંધી-જીની આ સલાહમાં ગંભીર સત્ય રહેલું છે. આજની આરામતલબીનો નાશ કરવા માટે ગુરૂકુલના શિક્ષણમાં કાંતણ ઉપરાંત અન્ય બાબતો તરફની અભિરુચિ જાગે તેવી વ્યવસ્થિત અભ્યાસક્રમની પ્રવૃત્તિ દાખલ થવી જોઇએ.

**(૨) કાર્યસાધકવૃત્તિ:**—અંગ્રેજીમાં efficiency શબ્દમાં જે અર્થનો સમાસ થાય છે તે સમજી લેવાની જરૂર છે. એક વ્યકિત મહેનતુ હોય, બુદ્ધિશાળી હોય છતાં જો એનામાં efficiency નહિ હોય તો એનું કામ દીપી નીકળતું નથી. થોડી મહેનતથી, થોડા સમયમાં, વ્યવસ્થિત રીતે કાર્યને આટોપી લેવાની વૃત્તિનો efficiency માં સમાસ થાય છે. આને 'કાર્ય દક્ષતા' કહીએ તો ચાલે. ગુલામ પ્રજામાં આ ગુણોનો અભાવ હોય છે. જે પ્રજામાં પ્રમાદ અને ગુલામી હોય છે તેનામાં કાર્યદક્ષતા હોતી નથી.

આ ગુણના અભાવે ગુલામી આવે છે, અને ગુલામી રહે છે ત્યાં સુધી આ ગુણનો અભાવ કાયમ રહે છે. વ્યવસ્થા અને કાર્યદક્ષતા એ બંને રાષ્ટ્રીય–ગુણો છે. આજે દેશ ભરમાં ડિસિપ્લિનની વાતો થાય છે. પણ કેળવણીના હિરણ્મય પાત્રમાંના દૂધમાં ઉપલા એ રાષ્ટ્રીય તત્વોનું મિશ્રણ થયું નથી. ત્યાં સુધી સારામાં સારો હિંદી બાળક પરદેશી સત્તા સામે વ્યવસ્થિત રીતે માથું ઉંચકી શકે તેમ નથી. આજે કોઇપણ કેળવણી લેનારમાં efficiency માટેની જાગૃત ભાવના જોવામાં આવતી નથી. ગુરુકુળના બ્રહ્મચારીઓમાં એ ભાવના કેળવી શકાઇ નથી પણ કેળવી શકાય તેવું ક્ષેત્ર ત્યાં જરૂર છે. મેં ઘણીયે વાર જોયું છે કે એકાએક છેલ્લી ક્ષણે અમુક કાર્ય કરવા તેઓ તૈયાર થાય છે; દોડધામ શરૂ થાય છે અને છેવટે ખૂબ પરિશ્રમના પરિણામે એ કાર્ય થતું હશે પણ તેમાં સમય, શક્તિ, ધન અને મિત્રો કે પરિચિતોનો શ્રમ: એ સર્વનો વધુ પડતો ઉપયોગ થઇ જાય છે. કોઇ પણ કાર્ય કરતાં પૂર્વે એને માટે વ્યવસ્થિત વિચારસરણી મગજમાંજ ઘડાવી જોઇએ. પછી એનો નિશ્ચિત કાર્યક્રમ રચાવો જોઇએ. એને માટેનાં સાધનો ક્યાંથી મળી શકે તેની નોંધ થવી જોઇએ અને રૂબરૂમાં મળીને કે પત્રવ્યવહાર દ્વારા કાર્યસાધના થવી જોઇએ. એમ સામાન્ય છાપ પડી છે કે ગુરુકુલના સ્નાતકોને 'પ્રોગ્રામ' ઘડવાની ધગશ છે. કલાકો સુધી, વચ્ચે વચ્ચે, વાતવાતમાં 'પ્રોગ્રામ' શબ્દના ભણકારા વાતાવરણમાં ગૂંજ્યા કરે છે પણ છેલ્લી ક્ષણ સુધી નિશ્ચય થતો નથી એટલે પત્રવહેવાર થઇ શકતો નથી, પ્રોગ્રામ ઘડાતો નથી અને છેલ્લે જે પ્રેરણા થાય છે તે મુજબ કામ થઇ જાય છે. આ ખામીને લીધે જગતના રણસંગ્રામમાં મનુષ્ય નાપાસ થઇ જાય છે. મારા એક પ્રોફેસર મિત્રે મને એક મહિના અગાઉ પોતાનો કાર્યક્રમ નક્કી કરીને પત્ર લખ્યો હતો. તેમાં તેઓ મને કેટલા વાગે મળશે તે પણ લખ્યું હતું. બરાબર એ દિવસે અને એજ વખતે

એ ભાઇ મારે ઘેર આવ્યા અને પોતાનો કાર્યક્રમ પૂરો કર્યો. જેને સંસારમાં સંગીન કાર્ય કરવું હોય છે અને અમુક સંદેશ કે મિશનનો જનતામાં પ્રચાર કરવો હોય છે તેને તો આવા ગુણોની ખાસ જરૂરજ છે. સામાન્ય જણાતી ભૂલો કે અનિયમિતતાને લીધે જનતાનો વિશ્વાસ ગુમાવી બેસવાનો વખત આવે છે. વળી જે આર્યસમાજના નવનીત (cream) રૂપી સ્નાતકોને વ્યવસ્થાપ્રિય અને કાર્યદક્ષ પાશ્ચાત્ય દેશોની પ્રજા આગળ આપણે રજુ કરવાના છે તેમનામાં આ ગુણ નહિ હશે તો ગુરૂકુલ શિક્ષાપદ્ધતિ નિષ્ફળ થયેલી ગણાશે. આજે જર્મની અને ઈંગ્લંડના રાજકીય બનાવો જોતાં એમની efficiency કેટલા ઉંચા દરજ્જાની હશે તેની કલ્પના આવી શકશે. આ ગુણ કેળવવા માટે નીચેની સૂચનાઓ ઉપયોગી થઇ પડશે:—

(૧) શ્રેણિમાં બ્રહ્મચારીની વય પ્રમાણેની યોગ્યતાનુસાર તેની પાસે ૧-૨ દિવસ પછી અમુક કાર્ય માટેનો નિશ્ચય કરાવવો જોઇએ. દાખલા તરીકે સપ્તાહને છેલ્લે દિવસે—છુટ્ટી હોય તે દિવસે અમુક કાર્ય કરવાનું છે એવું અધ્યાપકે અમુક શ્રેણિને પહેલેથી સોંપવું જોઇએ. એને અંગે યોગ્ય સૂચનાઓ આપવી અને સાધનો શોધવા માટે તક આપવી અને એ દિવસ અને એ સમયે એ કાર્ય થાય છે કે કેમ તે જોવું.

(૨) વ્યવસ્થિત પત્રવ્હેવાર કરતાં શીખવવું જોઇએ.

(૩) નિશ્ચય કરવાની શક્તિ વધે તેવા ઉપાયો લેવા જોઇએ. શિક્ષકે બ્રહ્મચારીઓ આગળ સમય પરત્વે અમુક ગુંચવણભર્યા પ્રશ્નો મૂકીને તેમાં બ્રહ્મચારીઓ શો નિશ્ચય કરી શકે છે તે દરેક બ્રહ્મચારીનેપૂછવું જોઇએ. સાધનો ઝડપથી મેળવવા માટે કેવા ઉપાયો લેવાવા જોઇએ એનું પણ શિક્ષણ અનુભવી સૂચનાઓ દ્વારા અપાવું જોઇએ.

(૪) આકસ્મિક કામો સિવાયના બીજાં કાર્યોની સાધના વ્યવસ્થિત કાર્યક્રમ વગર થવી ન જોઇએ એવી આદત વિદ્યાર્થીમાં પાડવી જોઈએ.

(૫) આ ગુણુ કેળવવા માટે ખાસ અભ્યાસક્રમની જરૂર નથી. પણ દરરોજના વ્યવહારમાં, દરરોજના ચાલુ શિક્ષણમાં એવી ઘટના ઉભી કરાવવી જોઇએ કે જેમાં Efficiency ની પરીક્ષા થાય; એ ગુણ કેળવવા માટેની સૂચનાઓ આપી શકાય. દાખલા તરીકે અનધ્યાયના દિવસે અમુક સ્થળે શ્રેણિને ફરવા લઇ જવી છે અને ત્યાં અમુક કાર્ય કરવું છે. આ સંબંધી શિક્ષકે સાત દિવસ પહેલેથી નક્કી કરીને બ્રહ્મચારીઓને ખબર આપવી અને કહી દેવું કે તૈયારી કરવા માંડો. જવાના એક દિવસ અગાઉ દરેક બ્રહ્મચારી શું તૈયારી કરી શકયો છે, કયાં સાધનોની તેને જરૂર જણાઈ છે તેની તપાસ કરવી. એમ સમજો કે એક બ્રહ્મચારીએ અધ્યાપકને કહ્યું કે ત્યાં આપણે ચપ્પુ લઇ લેવો જોઇએ, કારણ કે કાંઇ ફલફૂલાદિ કાપી ખાવાની જરૂર પડશે. એક વિદ્યાર્થીએ કહ્યું કે ટેકરી પર ચઢતાં ઉતરતાં કોઇને વાગે તે માટે અમુક દવાની જરૂર પડશે વગેરે. આ સૂચનાઓ ઉપરથી દરેકના લક્ષણો સમજાશે અને પછી શિક્ષકે સામાન્ય સૂચના આપીને સાધનો તૈયાર કરાવવાં. હવે એ જગાએ પહોંચ્યા પછી જે અડચણો આવે તે વખતે શિક્ષકે યાદ કરીને શીખવવું જોઇએ કે જો આટલી પૂર્વ–તૈયારી હજીયે કરી હોત તો આ અડચણ ન આવત. આ તો એક સાધારણ ઉદાહરણ આપ્યું છે.

(૬) વિચારવિનિમય જરૂરી છે પણ એ વિનિમયે ગપાટાનું રૂપ ન લેવું જોઇએ. આનંદના પ્રસંગો સિવાયના દરેક પ્રસંગે વ્યક્તિએ serious થવાની પણ જરૂર હોય છે. જેને વ્યવસ્થિત વિચાર કરતાં આવડે છે, વ્યવસ્થિત કાર્યક્રમ ઘડતાં આવડે છે, વ્યવસ્થિત રીતે સાધનો મેળવી લેતાં આવડે છે, વ્યવસ્થિત રીતે સહાયકોની

સહાયતા લેતાં અને આભાર માનતાં આવડે છે તેનું કાર્ય વ્યવસ્થિત બને છે અને તેજ વ્યક્તિ efficient ગણાય છે. મહાન નેતાઓ થોડા વખતમાં જે મહાન કામો કરી શકે છે તેની ચાવી efficiency અને નિર્ણાયક બુદ્ધિ છે. કાર્યદક્ષતા માટે વ્યવસ્થા કાર્યકુશલતા અને નિર્ણાયક બુદ્ધિની જરૂર છે. આ ત્રણે ગુણો કેળવાય તોજ કાર્યસાધના થાય.

(૭) સમયની સાચી કિંમત આંકતા શીખવવું જોઈએ.

(૮) શક્તિનો સદુપયોગ સારો; પણ શક્તિનો બોધ છતાં તેનો નકામો વધારાનો ઉપયોગ થાય તો શક્તિને વેડફી નાંખે છે. માટે બાળપણથી બાળકને શક્તિનો સદુપયોગ કરતાં શીખવવુ જોઇએ.

(૯) સાધનોનો અને દ્રવ્યનો પણ વ્યવસ્થિત ઉપયોગ કરતાં શીખવવું જોઇએ. જ્યાં રૂપીઓ ખર્ચવાની જરૂર હોય ત્યાં ઓછું કે વધારે ન ખર્ચાય તેવી ટેવ પાડવી જોઇએ. સાધનો માટે પણ તેમ સમજવું. સાધનોની જાળવણી શીખવવી જોઇએ.

(૧૦) બુદ્ધિ નિશ્ચય કરી લેવાની ટેવ વાળો અને તેમ કરવું જોઇએ.

(૧૧) પ્રમાદ નહિ પણ પરિશ્રમ; ગપાટા અને વિતંડાવાદ નહિ પણ વિચારવિનિમયની આદત પાડવી જોઇએ.

(૧૨) નાનાં નાનાં કાર્યો નિશ્ચિત વખતે ગમે તે સંજોગોમાં પણ કરવાના પ્રયત્નો થવા જોઇએ. કાર્યક્રમ નિશ્ચિત કરવાનો સ્વભાવ પડવો જોઇએ.

(૧૩) સ્વકેન્દ્રિત (Self–centred) ન થતાં સામાને માટે વિચારતાં, તેને માટે વાણીથી અને કાર્યથી તેનું કાર્ય કરવાની ટેવ પાડવી જોઇએ તોજ સહાયકો મેળવી શકાય.

અને આ ગુણોનો ઉમેરો થતાં ગુરુકુલના બ્રહ્મચારીઓની કાર્યશક્તિમાં વિદ્યુત્‌ના ચમકારા થશે એની ખાત્રી છે.

(ઠ) **વ્યવહારકુશળતા:** આજે જનતામાં સામાન્ય એવી છાપ પડી છે કે ગુરુકુલમાં શિક્ષણ લેનારાઓ અવ્યવહારૂ હોય છે. દષ્ટિબિંદુમાં તફાવત હોવાને પરિણામે આવા અભિપ્રાયો પ્રકટ થાય છે. દુન્યાનો મહાનમાં મહાન મુત્સદ્દી પણ વ્યવહારકુશળતાનો દાવો કરી શકતો નથી. તેનાથી પણ ગંભીર ભૂલો થાય છે. વ્યવહારશાસ્ત્ર ખૂબ વિશાળ છે અને વિવિધતાભર્યું છે. એ તો સમયના વહેવા સાથે અને અનુભવની એરણ પર ઘડાયાથી મનુષ્ય વ્યવહારકુશળ બની શકે છે. જીવનમાં જે વ્યક્તિને 'ધર્મ' મુખ્ય લક્ષ્ય હશે તે ધર્મને ખાતર પ્રાણ આપે, ધનનો ત્યાગ કરે અને વૈભવ છોડે તો વૈભવશાળીઓના અભિપ્રાયથી એ ધર્માત્મા અવ્યવહારૂ ગણાય પણ એ ધર્માત્માની દષ્ટિએ દુન્યવી માનવી અવ્યવહારૂ ઠરે છે. કારણ કે ક્ષણભંગુર વૈભવો માટે તલસતો માનવી સરવાળે ફાયદામાં છે કે શાશ્વત સિદ્ધાંતોને જમે કરવા મથતો ધર્માત્મા ફાયદામાં છે એ દષ્ટિબિંદુઓ સમજવાની જરૂર છે. મને તો સ્પષ્ટ જણાય છે કે મહેનતુ, પ્રામાણિક, સત્યવાદી અને સુશીલ સ્નાતકની આર્થિક કારકીર્દિ ગમે તેવી હશે પણ એ સાચો વ્યવહારકુશળ ગણાવો જોઇએ. ચાલાક, ધૂર્ત, બીજાને છેતરનારો માનવી સામાન્ય નજરે ભલે વ્યવહારકુશળ હશે પણ તે સાચે અવ્યવહારૂ છે. શાસ્ત્રીય અભ્યાસ કરેલાઓ અવ્યવહારૂ બને છે ત્યારે એની "વેદીયા ઢોર"ના ઉપનામે ટીકા થાય છે પણ હું કહું છું કે અંગ્રેજી ભણીને જે અવ્યવહારૂપણું આપણા યુવકો બતાવે છે તેમને શું કહેવું ? મારા વ્યક્તિગત અનુભવમાં સારા પ્રોફેસરો અને શિક્ષિતોમાં પણ મેં અવ્યવહારૂપણું જોયુ છે. પણ આપણે આપણી પ્રિય વસ્તુમાં શ્રેષ્ઠત્વ જોવા હંમેશ ઇચ્છીએ છીએ. એથી ગુરુકુલ શિક્ષાપ્રણાલિના ફલસ્વરુપ સ્નાતકોમાં વ્યવહારકુશળતા હોવી જોઇએ એવું ઇચ્છીએ તેમાં ખોટું નથી. એ વાત ખરી છે કે જે સમાજમાં કાર્ય કરવું છે તે સમાજમાં

પ્રચલિત શિષ્ટાચારના નિયમો જાણી લેવા જોઇએ. કેટલીયે સામાન્ય વાતો એવી હોય છે કે જેનું અજ્ઞાન અસહ્ય ગણાય. દાખલા તરીકે કોઇની ભલામણચીઠી અમુક કાર્ય કરવામાં આપણે મેળવી હોય તો એ કાર્યની પૂર્ણાહૂતિ થયે એનો ઉપકાર માનવાને ચૂકવું અશિષ્ટ ગણાય. કોઇનો પત્ર આવ્યો હોય તેનો ઉત્તર ન આપવો; કોઇએ લાગણી રાખીને અમુક સૂચનાઓ આપી હોય તેનો આભારસહ સ્વીકાર ન કરવો; કાંઇક અતડાપણું બતાવવું વગેરે વર્તનમાં અસભ્યતા છે અને તેથી તેમાં અવ્યવહારૂપણું છે એમ કહેવું જોઇએ. વ્યવહારકુશળ થનારે સામાની લાગણી, સામાની પરિસ્થિતિ અને સામાનો સ્વભાવ પરખી જતાં શીખવું જોઇએ. આપણે ખાતર બીજા નથી પણ આપણે બીજાઓને ખાતર છીએ એ મહાન ગુણની હાજરીથી મનુષ્ય સાચો વ્યવહારકુશળ બની શકે છે. ચાલતી વખતે, બોલતી વખતે, બગાસું ખાતી વખતે, ન્હાતી વખતે અને એવી જીવનની પ્રવૃત્તિઓ વખતે દેશ અને કાળને સમજીને શિષ્ટાચાર મુજબ વર્તવું જોઇએ. આવી કાંઇક ખામી ગુરુકુલમાંના શિક્ષિતોમાંના કેટલાકોમાં જોવામાં આવે છે. એનું મુખ્ય કારણ મારી માન્યતા મુજબ એ છે કે વરસો સુધી બ્રહ્મચારીઓને સમાજથી અલિપ્ત રાખવામાં આવે છે.

**બાહ્ય સંપર્ક:** ગુરુકુલમાં ભણનારાઓને એક દાયકા સુધી સમાજથી તદ્દન અલિપ્ત રાખવાની જે પ્રથા ગુરુકુલોમાં પડી છે તે નુકસાનકારક છે. એનાથી બ્રહ્મચારીની finer feelings બુઠ્ઠી બને છે. એનામાંથી કૌટુમ્બિક ભાવનામાં રહેલી કુમાશ જતી રહે છે. એ હિમાલયના એકાંતમાં આવેલા શિખર સમો ઉચ્ચ બને છે, રમ્ય બને છે; પણ એકલવાયા શિખર પર જેમ વનસ્પતિ ઉગી શકતી નથી કે પ્રાણીવિહાર થઇ શકતો નથી તેવી પ્રકૃતિ-વાળો નીરસ બની જાય છે. હિમાચ્છાદિત શિખરને જોઇને નમન થઇ જાય છે પણ તેની પર ચઢતાં મનુષ્યને થાક લાગે છે. બાહ્ય

સંપર્કથી વિહોણો બનીને એ બ્રહ્મચારી અતડો બની જાય છે; કુટુંબીજનોના સુખ કે દુઃખમાં સક્રિય હમદર્દી લેવાની ભાવનાનો લોપ થાય છે. એ મીઠી વાણી કે સુંદર લેખિની દ્વારા કુટુંબીજનોની કે સમાજની સેવા કરવાનો ઉત્સાહ ધરાવે છે ખરો પણ કર્મના સમરાંગણમાં ઉતરવાની તૈયારી થતાં તે અવ્યવહારૂ બની જાય છે. આ પ્રકારની અવ્યવહારૂતાનું સાચું કારણ બાહ્ય સંપર્કનો અભાવ છે. બ્રહ્મચારીઓને સમાજના દૂષિત વાતાવરણથી અલગ રાખવાની ભાવના ખોટી નથી પણ જે બ્રહ્મચારી સમાજનું અંગ છે, સમાજમાંજ જેનું ભાવિ રચાવાનું છે એ સમાજમાં રહેલાં સારાં નરસાં તત્વોને, મગરમચ્છોને અને હંસ તથા કોયલોને જાણી લેવાની તક એને અપાવી જ જોઇએ. મારે આ વિષયમાં ગુરુકુલ શિક્ષાપ્રણાલિના આત્મવાન અભ્યાસીઓ સાથે ખૂબજ વાટાઘાટ થઇ છે. એક પક્ષ એમ કહે છે કે બ્રહ્મચારીઓને ગુરુકુલવાસ દરમ્યાન સમાજના દૂષિત વાતાવરણથી અલિપ્ત રાખીને સ્ફટિક સમાન બ્રહ્મચારીઓ સરજાવવા જોઇએ. પણ એ વાત સાબીત થઈ શકી નથી. એ પ્રયોગ સાવ નિષ્ફળ ગયો છે. નાનપણમાં બાળકની જાતીયભાવના ( sexual impulse ) ઉગ્ર કે નીતિવિરોધી હોતી નથી. એની આગળ માતા અને બેનના પ્રેમ અવારનવાર ઠલવાવાજ જોઇએ. પ્રાસંગિક બાહ્ય સંપર્ક કે કુટુંબ સંપર્કને પરિણામે જો કોઇ ઝેરી અસર બ્રહ્મચારીમાં જણાશે તો ગુરુકુલના આંતરિક સંપર્કને પરિણામે તે ઝેર ઉતરી જશે. આ રીતે અવારનવાર પ્રયોગો થવાથી એ બ્રહ્મચારી ટેવાઇ જશે અને એને સારૂં નરસું સમજવાની ટેવ પડી જશે. દુન્યામાં કેટલું ખરાબ છે અને કેટલું સારૂં હોવું જોઇએ એ બ્રહ્મચારી સમજી શકશે. આપણે શ્વાસોચ્છવાસની ક્રિયાથી જીવીએ છીએ. શ્વાસમાં ઓક્સિજન લઇએ છીએ પણ એ ઓક્સિજનનો ઉપયોગ ખરાબ લોહીને શુદ્ધ કરવામાં કરીએ છીએ અને તે પછી ઉચ્છવાસરૂપે કાર્બોનિક

એસિડ ગેસ કાઢીએ છીએ. જો આપણે એકલું ઓક્સિજન લેવાનું ચાલુ રાખીએ તો જીવન જીવી શકાયજ નહિ, અને એ અવહેવારૂ કહેવાય. એજ રીતે સમાજ કે કુટુંબથી અલગ રાખવાનો જે રિવાજ ગુરુકુલમાં પડી ગયો છે તે રિવાજ પણ બાળકના જીવનને કૃત્રિમ બનાવી દે છે. ગુરુકુલના સંચાલકોએ શા માટે માની લેવું જોઇએ કે સમાજમાં મગરમચ્છોજ છે અને ગુરુકુલનું વાતાવરણ કેવળ 'નંદનવન સમુ' છે. એક બાળકને અનધ્યાયના દિવસો દરમ્યાન કુટુંબીજનો પાસે મોકલવાથી બ્રહ્મચારીના જીવનસ્રોતમાં નવું પાણી ઉમેરાશે. માબાપો એના સંબંધમાં આવવાથી બ્રહ્મચારીએ કેટલી પ્રગતિ કે અવનતિ કરી તે પરખી શકશે. એ તો ગુરુકુળના અભ્યાસનો 'પરીક્ષા-કાળ' બની શકશે. વરસો સુધી બાળકની વૃત્તિ ન સમજનાર માબાપ એને સ્નાતક થયા પછી શી રીતે આગળ દોરવી શકે તે સમજાતું નથી. એટલે મારી તો દૃઢ માન્યતા છે કે શરૂઆતના ૨-૩ વર્ષની શ્રેણિ પછીના બ્રહ્મચારીઓને લાંબી રજાના દિવસો દરમ્યાન તેમના માબાપોની પાસે મોકલી આપવા જોઇએ. આથી સંરક્ષકોની સાથે ગુરુકુલનો અને બ્રહ્મચારીનો સંપર્ક વધશે. ગુરુકુલની ત્રુટિ સંરક્ષકો સૂચવી શકશે અને સંરક્ષકની ત્રુટિ ગુરુકુલના સંચાલકો સૂચવી શકશે. એ રીતે બ્રહ્મચારીને બમણો લાભ થશે. એનામાં કુમાશ આવશે; સાચી શુશ્રૂષા કરવાનો સ્વભાવ થશે; સહિષ્ણુતા દાખલ થશે અને એ Social being બની શકશે. સૂપા ગુરુકુલના બ્રહ્મચારીઓ રજામાં ઘેર જાય છે છતાં એમનામાં ખાસ દોષો દાખલ થતા જોવામાં આવ્યા નથી. ઉલ્ટું વિવેકી અને સભ્ય તરીકે તેઓ આગળ પડતા ગણાય છે.

જીવન સંઘર્ષમાં વિજયી નીવડવા માટે જીવનના ખડકોથી આઘે રહેવામાં બહાદુરી નથી પણ તેનાથી ટેવાઇ જવામાં છે. આજે જે નિષ્ફળતા જોવામાં આવે છે તેના મૂળમાંનું એક કારણ

આ છે. કુટુંબના પરિચયમાં આવવાથી પરસ્પરના વિરોધી સ્વભાવો છતાં તેમાં એકરસ થઈને શી રીતે રહેવાય છે તે સહિષ્ણુતાનો સ્વભાવ કેળવાય છે. વળી માબાપોને એમના સંતાનોના વિકાસનું પરીક્ષણ કરવાની, ગુરુકુલના અધ્યાપકોએ બાળકનામાં શું ઉમેર્યું છે તે જોવાની તક વરસો સુધી મળતી નથી. આથી માબાપ અને ગુરુકુળ: એ બંને સીધી લીટીના બે બિંદુઓ–છેડાઓ extremes એજવાબદાર બની જતાં બાળકનો વિકાસ ચોવા પ્રકારનો બને છે કે તે નથી બનતો ગુરુકુળનો અને નથી બનતો ગૃહકુળનો. એનામાં વિરોધાભાસી ગુણો અને અવગુણોનો આવિર્ભાવ થાય છે. એ સહનશીલ છતાં અસહિષ્ણુ; પ્રેમાળ છતાં કઠોર; વહેવારૂ છતાં અવ્યવહારૂ; સેવાભાવી છતાં પ્રમાદી; જ્ઞાની છતાં અજ્ઞાની; ગંભીર છતાં છીછરો; સરળ છતાં અભિમાની; સંયમી છતાં અસંયમી; કામ કરવાની ધગશ છતાં કામ ન કરવું પડે તેવી ઇચ્છાવાળો બની જાય છે. આવા સ્નાતકો અવહેવારૂ ગણાય તેમાં શી નવાઇ? ચૌદ ચૌદ વર્ષ સુધી ગુણકર્માનુસાર વર્ણ માનનારા સ્નાતકો જ્ઞાતિબંધનમાં પડયા તેનું આડકતરૂં કારણ પણ આ જ છે. ગુરુકુળ અને કુળ એ બે વચ્ચેનો અખાત gulf રહેવાથી આવો પ્રત્યાઘાત થાય છે. સ્નાતક વિદ્યાવ્રત પાછો મગનલાલ બની જાય છે; અમુક બ્રહ્મચારી કઇ જાતિનો છે તેથી દાયકા સુધી અપરિચિત રહેનાર સ્નાતકને બીજી જ ક્ષણેથી નાત જાતના પાઠો ભણવા પડે છે. આથી જે વાતાવરણ સરજાય છે તેને પરિણામે સ્નાતકો અવહેવારૂ મનાય છે. માટે ગુરુકુલ અને કુલ વચ્ચેની શૃંખલા બંધાય તે જરૂરી છે એટલું જ નહિ પણ એ અત્યાવશ્યક છે. એક તરફ માબાપોની પ્રાસંગિક અને કામ ચલાઉ માયા અને થોડા વખત માટેના ઝેરી વાતાવરણની અસર; અને બીજી તરફ આખા જીવનમાંથી કુમળી ભાવનાઓનો અભાવ અને જીવનનું વિરોધી તત્વો વચ્ચેનું ડોલન: એ બેમાંથી શું

પસંદ કરવું એ ગુરુકુળ શિક્ષા પ્રણાલિના પ્રખર વિચારકોને શિર છોડું છું.

(૪) **શંકાશીલ સ્વભાવ:** આજના યુવકવર્ગમાં સંશયાત્મિકા બુદ્ધિ વધતી જાય છે. જેનામાં શક્તિ હોય છે તે હંમેશ નિર્ભય હોય છે. આ અવગુણને લીધે આસપાસનું વાતાવરણ ગુંગળાયલું બની જાય છે. મને કહેતાં સંકોચ થાય છે છતાં કહેવાની ફરજ પડે છે કે ગુરુકુલોમાં કાંઈક આવું વાતાવરણ ગમે તે કારણોસર જોવામાં આવે છે. અમુક અધ્યાપકની સાથે વાત કરનાર બ્રહ્મચારી માટે બીજા બ્રહ્મચારીઓને શક જાય છે. અમુક બ્રહ્મચારીને આગળ વધતો જોઈને બીજા બ્રહ્મચારીઓના મનમાં સંશય ઉત્પન્ન થતાં તેમાંથી ઇર્ષ્યા, તેમાંથી કાવાદાવાની વૃત્તિ અને નિંદા તથા ચાડીચુગલી વગેરે ઉદ્ભવે છે. મને આનો સ્વાનુભવ છે, પણ સમય તથા સ્થળ સંકોચને લીધે દૃષ્ટાંતોથી આ વાત સાબીત કરવાની જરૂર જોતો નથી. પણ ગુરુકુલોના વર્તુલ બહાર જેવું શંકાશીલ વાતાવરણ કલ્પી શકીએ તે કરતાં વધુ કલુષિત વાતાવરણ અંદર જોવામાં આવે છે ત્યારે ખેદ અને આશ્ચર્ય થાય છે. નગ્ન સત્ય સામે આંખ મીંચામણા કરવાથી સત્ય ઉડી જઈ શકતું નથી. જે ગુરુકુલોમાં 'અભયમંત્ર'નો પાઠ દરરોજ સંધ્યા સમયે થતો હોય ત્યાં એક ક્ષણ માટે પણ સંશયાત્મિકા બુદ્ધિ ઉત્પન્ન થવી ન જોઈએ. અને સંશયાત્માનો વિનાશ થાય છે એ નીતિ વચનને જાણ્યા અને ભીંતોએ લટકાવ્યા પછી તો નિર્ભય અને નિઃસંશય બની જવું જોઈએ. આમાં મને તો ગુરુકુલના કાર્યકર્તાઓનો દોષ લાગે છે. તેઓ પોતાની નિર્બલતાને લીધે વિદ્યાર્થીઓને હથિયાર બનાવે છે. પોતાની કાર્યસિદ્ધિ માટે કાર્યકરોમાં પક્ષાપક્ષી થવાનો સંભવ રહે છે અને તેની અસર બ્રહ્મચારીઓ પર પડતાં એ બ્રહ્મચારીઓ જેમ જેમ મોટા થતા જાય છે તેમ તેમ એ અવગુણની વૃદ્ધિ જ થતી જાય છે. આને

માટે સદાચારી આચાર્યની જરૂર છે. પણ તેની ગેરહાજરીમાં નીચેના નિયમો તરફ બ્રહ્મચારીઓનું ધ્યાન ખેંચવામાં આવે એટલું જ નહિ પણ એ માર્ગે કેળવાય તો આ અવગુણ દૂર થાય એમ મને લાગે છે:—

૧. નાના બ્રહ્મચારીઓમાં દલબંધી હોય છે. એમનામાં અમુકને માટે પૂર્વગ્રહના ભાવો પેદા થાય છે. અધિષ્ઠાતા કે અધ્યાપકે આ ઉષ્ણતાને પરખી કાઢવી જોઇએ. આ જ્વર જેનાથી ન પકડી શકાય તે અધ્યાપક એના કર્તવ્યથી ચ્યુત થયો છે એમ માનવું જોઇએ. આ જ્વરની ખબર પડતાં એના ઉપાયો તાત્કાલિક લેવાવા જોઇએ. જે કારણોથી એ પક્ષ-ભેદ કે પૂર્વગ્રહો જન્મ્યા હોય તેનો નાશ કરવા કોશીશ કરવી જોઇએ. અધ્યાપકે સમાન વ્યવહાર રાખવાના આદર્શને અમલમાં મૂકવો જોઇએ.

૨. દરેક બ્રહ્મચારીને બહાદુરીથી પોતાના મતભેદ કહી દેવાની ટેવ પાડવી જોઇએ. આમ થતાં ધુંધવાયેલો સ્વભાવ મટી જશે.

૩. દરેક બ્રહ્મચારીના મનમાં એક વાત ખૂબ ઠસાવી દેવી જોઇએ કે જો કોઈ તરફથી નિંદારૂપે કાંઇ કહેવામાં આવે કે અમુક બ્રહ્મચારી તમારે માટે અમુક અભિપ્રાય કહે છે એમ કોઇ કહે તો તેનો ખુલાસો તરત જ રૂબરૂમાં કરી લેવાની નૈતિક હિમ્મત રાખવી જોઇએ. આમ થતાં થોડો વખત વિરોધમય વાતાવરણ સરજાશે પણ પછીથી એ વાદળાં વિખરાઈ જતાં સત્યનો સૂર્ય પ્રખર તપશે એટલે ભેજવાળું વાતાવરણ દૂર થઈ જશે.

૪. કોઇ બીજાના સંબંધમાં કદીપણ નિંદાત્મક અભિપ્રાય નહિ ઉચ્ચારવાની ટેવ પડાવવી જોઇએ. જે વાકયો આપણે રૂબરૂમાં છાતી ઠોકીને કહી શકીએ તે જ વાકયો તે વ્યકિતની ગેરહાજરીમાં બોલવા જોઇએ. વ્યકિતની ગેરહાજરીમાં એના વિશેના અભિપ્રાય આપતાં મૌન સેવવું સારૂં છે. આથી વિરોધો અટકશે અને મૈત્રી ભાવ જાગશે.

૫. દરેક બ્રહ્મચારીને સમજાવી દેવું જોઇએ કે જો તમે સારૂં કરો અને છતાં તમારે માટે કોઇ ખરાબ બોલે તો તેથી તમારી કિંમત ઘટવાની નથી. માટે ખરાબ બોલાતું સાંભળીને કદીપણ માનસિક વ્યથાને વશ થવાની કે ગેર સમજવાળું મન કરવાની જરૂર નથી.

૬. મનુષ્યના સ્વભાવની આસુરી બાજુ નિંદાની વાતોમાં રસ પેદા કરે છે માટે એવા ગપાટાઓ તરફ બહેરા કાનો કરવાની ટેવ પાડવી જોઇએ.

૭. જો શુભ હેતુ હશે અને શુભ કર્મ હશે તો હજારો ગેર સમજ અને નિંદાભરી વાતોના પ્રચાર છતાં સત્ય અંતે તરી આવે છે. આ સત્ય સમજાશે તે ક્ષણેથી મનુષ્ય નિર્ભય બની જાય છે અને ગુરુકુલના કાર્યકર્તાઓ પાસે આવું વાતાવરણ સરજાવવાની આશા કેમ ન રાખીએ?

૮. જે મનુષ્ય અકર્મણ્ય હોય છે તેજ ગપાટા મારે છે, તેજ નિંદાની વાતો કરે છે અને સાંભળે છે, અને તેજ સંશયશીલ બને છે. તેવો માણસ પોતાની બડાઇ હાંકે છે અને બીજાને પોતાનાથી વામન dwarf બનાવવા માટે, તેને નીચો પાડવા માટે શંકાશીલ વાતાવરણ સરજે છે. આ બધું બને છે. એ નવલકથાનું કોઇ વસ્તુ નથી પણ આ બની રહ્યું છે.

**ગુરુકુલ શિક્ષા પ્રણાલિનું બહિરંગ:**

**(૧) માબાપો અને સમાજઃ**—આ પ્રણાલિના બાહ્ય અંગને ઘડવામાં મુખ્ય હાથ માબાપોનો છે. પોતાના બ્રહ્મચારીને આચાર્યને ચરણે મૂકી દીધા પછી માબાપોનું કર્તવ્ય પૂર્ણ થતું નથી. આજનો આચાર્ય કે અધ્યાપક પ્રાચીનકાળના ઋષિઓ નથી. અહીંના માસ્તરો અને ગુરુકુળના અધ્યાપકોમાં ખાસ ભેદ મને તો જણાતો નથી. તાનોવાનો Fibre તો તેજ છે. ફક્ત ગુરુકુલના વાતાવરણમાં બાળકને ભણવાનું પ્રાપ્ત થાય છે એ વિશેષતા છે.

આથી દરેક માબાપની ફરજ છે કે તેણે કર્તવ્ય-ચ્યુત ન થતાં, પોતાની જવાબદારીને બીજાને માથે નાંખી દેવાની લાસરીયાવૃત્તિનો ત્યાગ કરીને પોતાના બાળકના વિકાસનો હિસાબ ગુરુકુલના સંચાલકો પાસે માગવો જોઇએ અને કાર્યકરોએ સહર્ષ આ કૃત્યને વધાવી લેવું જોઇએ. આ કાર્યની સરળતા માટે બ્રહ્મચારીઓને માબાપને ઘેર રજામાં મોકલી આપવાની પ્રથા દાખલ થવી જોઇએ. આને માટે નીચેની બાબતો ધ્યાનમાં લેવા જેવી છે.

(ક) જો સગવડ હોય તો ગુરુકુલના ઉત્સવ વખતે અથવા બીજે પ્રસંગે સકુટુંબ જઇને આખા ગુરુકુલનું અને ખાસ કરીને પોતાના અંગભૂત સંતાનના વિકાસનું નિરીક્ષણ માબાપે કરવું જોઇએ.

(ખ) જો આર્થિક પરિસ્થિતિ અનુકૂલ ન હોય તો ઘેર બોલાવીને બાળકની શારીરિક, માનસિક, અભ્યાસવિષયક ઉન્નતિની તપાસ કરી લેવી જોઇએ. એની ટેવો-કુટેવોની નોંધ લઇને તે સંબંધી આચાર્યને લખવું જોઇએ અને આચાર્યની પવિત્ર ફરજ છે કે તેમણે એ બાબતમાં યોગ્ય બંદોબસ્ત કરવો જોઇએ.

(ગ) બાળક સ્નાતક થયો એટલે તે સર્વજ્ઞ થયો અને તેને શિખામણ કે સૂચના આપવા માટે માબાપને હક નથી એવું માનવું ન જોઇએ. વિદ્વત્તા માત્રથી મનુષ્ય પૂર્ણ થતો નથી. દુન્યાનું શાસ્ત્ર જુદું હોય છે. દુન્યાના ઝંઝાવાતો અને આંધી કાંઇક જુદાંજ છે અને સ્નાતકો વિદ્વાન હોવાથી તેઓ જે કરતા હશે તે યોગ્યજ હશે એમાં આપણે કહેવાનું શું હોય એ માન્યતાથી અને એ રીતે વર્તવા દેવાથી માબાપોએ સ્નાતકોને અન્યાય કર્યો છે. એમને કડક નિયમનથી બાહ્ય જગતનું ભાન કરાવવાની પણ ફરજ માબાપની છે.

(ઘ) ચૌદ ચૌદ વર્ષ સુધી જ્ઞાતિ અને પેટાજ્ઞાતિઓના અજ્ઞાનમાં બાળકને ગોંધ્યા પછી, વૈદિક ધર્મના ઓક્સિજનમાં રાખ્યા

પછી તેને ઘેર લાવીને 'વેદવ્રત'ને બદલે 'મગનલાલ' બનાવી દેવાનું પાપ માબાપો કરી રહેલા છે. પોતાનાં સંતાનોને વિધુર સાથે પરણાવી રહ્યાં છે; ભણેલો સ્નાતક અને અભણ સ્ત્રી; ભણેલી સ્નાતિકા અને culture વગરનો પણ જ્ઞાતિનો યુવકઃ—આવાં જોડકાં કોણ સરજી રહ્યું છે? એને માટે શું ફક્ત યુવક–યુવતી જવાબદાર છે? શું માબાપો જવાબદાર નથી? અને આમ થતાં ગુરુકુલ પ્રણાલિને મોટો આઘાત નથી પહોંચ્યો?

(ચ) માબાપોએ ઉઘાડી આંખે તેમનાં બાળકોને પૌર્વાત્ય સંસ્કૃતિના અભ્યાસ માટે ગુરુકુલોમાં મોકલ્યા છતાં જ્યારે તેઓ આ દુન્યામાં અને દુન્યામાં ઝગમગતા, કોટ–પાટલુન અને વાળને સમારીને સુંદર દેખાવા મથતા યુવકોની તુલનામાં મૂકાયા ત્યારે માબાપોને ઉણપ શા માટે લાગી? અંગ્રેજીનો, ફેશનનો, દુન્યા-દારીનો અભાવ તો સ્વાભાવિક રીતે થવા સરજાયલો હતો છતાં એ અભાવ ગુરુકુલમાં ન હોવો જોઇએ એવી માન્યતા કેમ ઉદ્‌ભવી? માબાપોએ તેમના સ્નાતકો માટે આ સમાજમાં કયું સ્થાન બનાવેલું હતું કે જે પર સ્નાતક સ્થિત થઇ શકે? બાળક માતાના ગર્ભમાંથી બહાર આવે છે ત્યારે માબાપ જે કાળજી એને માટે રાખે છે તેવી કાળજી સ્નાતકો માટે માબાપોએ રાખી છે? જે જગતમાં રાષ્ટ્રીય શિક્ષણ માટેનો અભાવ રાજકીય દૃષ્ટિએ ઉત્પન્ન કરાયલો જ હતો તે જગતમાં 'રાષ્ટ્રીય–મૂડી'ના ફળના ઉન્નત થવા માટે સાધનો રજુ કરવાની ઇચ્છા જ શાસકની ન હોય તો પછી એ સ્નાતક સમાજના કયા પદ પર ઉભો થાય તે જોવાની ફરજ માબાપની ન્હોતી? સમાજમાં સ્નાતકની પ્રતિષ્ઠા વધે–અને આગળ પડતું સ્થાન અપાય તેવા પ્રયત્નો માબાપે કે સમાજે કર્યા છે?

(છ) આર્યસમાજને જુનવાણીવાળા હિન્દુઓ સાથે અને શાસક પ્રજા સાથે અથડામણ હોવાથી એની પદ્ધતિએ ભણેલા

સ્નાતક માટે ભારતમાં કયું સ્થાન અપાવું જોઇએ તે વિચારવાની માબાપની, ગુરુકુલના કાર્યકરોની અને સમાજની ફરજ ન્હોતી?

(૨) **રાજ્ય:** ગુરૂકુલ પ્રણાલિને સાચી સહાય આપવાનું કામ રાજાએ કરવાનું છે. જે કાળમાં રાજાઓ ગુરુકુલોને આશ્રય આપતા હતા ત્યારે આ પ્રણાલિની સફળતા હતી. પણ હવે તો આ દેશ પરાધીન હોવાથી "રાજા રાષ્ટ્રં રક્ષતિ" રહ્યું નથી. રાષ્ટ્રનો સાચો પતિ 'રાજા' નથી પણ રાષ્ટ્રીય ભાવના માટે બલિદાન કરનાર રાષ્ટ્રનેતાઓજ રાષ્ટ્રના સાચા પતિ છે અને પરાધીન રાષ્ટ્રના પતિ પાસે ભાવના અને આત્મબલિદાન સિવાયનાં બીજાં ભૌતિક સાધનો હોઈ શકે નહિ. તેથી ગુરુકુલ જેવી રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓને જે સહાય રાષ્ટ્રપતિના હાથે મળવી જોઇએ તે મળતી નથી. કોઇ પણ સંસ્થાના સંચાલન માટે અધિકાર અને અર્થસંયુક્ત અધિકારીના સહાયની જરૂર હોય છે જ. પણ આજે એ ન હોવાથી રાષ્ટ્રીય સંસ્થાઓને ગુંગળાવનારા વાતાવરણમાં કામ કરવું પડે છે એટલુંજ નહિ પણ કેટલીયે વાર વિરોધી વાતાવરણને પણ દૂર કરવાની જરૂર પડે છે. અને શિક્ષણનું કાર્ય તો શાન્ત અને રમ્ય વાતાવરણમાં જ સારૂં થઇ શકે છે. છતાં આર્યસમાજને ધન્ય છે કે એણે હજારો ઝંઝાવાતોમાં ગુરુકુલ પ્રણાલિના પ્રયોગની સાધના ચાલુ રાખી છે. રાજ્યાશ્રય હોય તો ગુરુકુલના સ્નાતકોને સમાજમાં પ્રતિષ્ઠિત સ્થાન મળે એટલુંજ નહિ પણ તેમની વિદ્યા અને શક્તિનો યોગ્ય કાર્યમાં ઉપયોગ થઇ શકે. આવા કપરા સંજોગો છતાં પ્રયોગના સાફલ્ય માટે નીચેના પ્રયત્નોની જરૂર છે:—

(ક) રાષ્ટ્રીય ભાવનાને પોષનાર સંસ્થાઓ અને નેતાઓનો સહકાર મેળવવો જોઈએ.

(ખ) રાજ્યના જે અમલદારો હિન્દી હોય—ખાસ કરીને હિન્દુ

હોય તેમનામાં વિચારક્રાન્તિ પેદા કરવી જોઇએ અને તેમને આ પ્રણાલિની વિશેષતા સમજાવવી જોઇએ.

(ગ) હિન્દના હિન્દુરાજાઓ, રાજગુરૂઓ અને પ્રધાનોમાં 'ગુરૂકુલ' પ્રણાલિની પ્રાચીન ભાવનાની મીનગારી ફૂંકી દેવી જોઇએ. આ કાર્ય કરનાર કોઈ રાજર્ષિ આર્યસમાજમાં પાકવો જોઇએ. જો દેશી રાજાઓને આ રહસ્યની બરાબર સમજ પાડવામાં આવે તો તેમની પાસેથી આર્થિક સહાય તો મળે જ પણ એમના રાજ્યોમાં ગુરુકુલના સ્નાતકોને સ્થાન મળે અને એ રીતે ધાર્મિક ભાવના પ્રજામાં જુદાજુદા ક્ષેત્રો દ્વારા દાખલ થઇ શકે. વડોદરા નરેશ સ્વ. સયાજીરાવ ગાયકવાડ જીવતા હતા તે વખતે રાજર્ષિ સ્વામી નિત્યાનંદજીને તેઓ ઘણા પૂજ્યભાવે અવારનવાર મળતા હતા. એક વખતે રાજ્યમાં કયી ભાષા અને લિપિ રાષ્ટ્ર ભાષા તરીકે દાખલ કરવી તે માટે જુદાજુદા ભાષાશાસ્ત્રીઓની એક કોન્ફરન્સ મહારાજા સાહેબે બોલાવેલી. તેમાં અંતે સ્વામી નિત્યાનંદજીની સલાહ પૂછાઈ ત્યારે તેમણે કહ્યું હતું કે આપણે પ્રજાને નપુંસક નથી બનાવવી. માટે જે ભાષામાં નપુંસક લિંગ ન હોય તેનો સ્વીકાર કરવો જોઇએ. આવી ભાષા હિંદી હોવાથી રાષ્ટ્રલિપિ અને ભાષા તરીકે હિન્દીને માન્ય કરવામાં આવી હતી. જો સ્વામીજીએ મહારાજા સાહેબનો સંપર્ક ન રાખ્યો હોત તો આ જનકલ્યાણનું કાર્ય થઇ ન શકત.

(ઘ) દેશના લક્ષ્મીનંદનોમાં આ પ્રણાલિ માટે વિશ્વાસ પેદા કરવો જોઇએ.

**આપણું કર્તવ્ય.**

મારી શક્તિ અને બુદ્ધિ મુજબ મેં જુદાજુદા મુદ્દાઓ ઉપર મારા વિચારો રજુ કર્યા છે. મને હાલમાં તાત્કાલિક ઉપાયો તરીકે નીચેના વધુ મુદ્દાઓ યાદ આવે છે તે રજુ કરૂં છું:—

**અભ્યાસ પદ્ધતિ:—**

(૧) વિષયોમાંના જે વિષયો નકામા હોય તેને દૂર કરી દેવા જોઇએ. ઈતિહાસ, ભૂગોળ વગેરે વિષયો પ્રશ્નોત્તર પદ્ધતિએ શીખવવા જોઇએ. પ્રશ્ન અને ઉત્તર લખાવીને જો બાળકો આગળ મૂકાય તો તેમને ઉત્તર લખવાની આદત પડી શકે. manual labour માં રસ પડે તેવા વિષયો અભ્યાસમાં દાખલ કરવા જ જોઇએ.

(૨) લાંબી વેકેશનો દરમ્યાન મહાવિદ્યાલયના બ્ર.ઓને સારા દંતવૈદ્યો અને નેત્રવૈદ્યો પાસે ગુરુકુલના આચાર્યે ભલામણ કરીને મોકલી આપવા જોઇએ. આ બંને વિષયો થોડા ખર્ચે અને થોડા સમયમાં શીખી શકાય તેવા છે.

(૩) જુદીજુદી યુનીવર્સીટીઓના કે કોલેજોના અમુક વિષયના નિષ્ણાત વિદ્વાનોને ખાસ આમંત્રણ આપીને અમુક વિષય પરની ભાષણમાળા ગુરુકુલમાં ગોઠવવી જોઇએ અને એ ભાષણો છપાવી દેવાં જોઇએ. એ જ રીતે ગુરુકુલમાંના સારા ઉપાધ્યાયોનાં ભાષણો બીજી કોલેજોમાં થાય તેવી ગોઠવણ પણ થવી જોઇએ. આવા વિનિમયથી ગુરુકુલને બાહ્ય જગત પીછાની શકશે અને બાહ્ય જગતને ગુરુકુળ પરખી શકશે.

(૪) શીવણ, સુથારી, લુહારી, કડીયા, બુકબાઈન્ડીંગ, ગાર્ડનિંગ, વણાટકામ વગેરે હસ્તકલાનાં કામોનું પ્રાથમિક જ્ઞાન અપાવું જોઇએ.

(૫) દશ શ્રેણીનો અભ્યાસક્રમ થયા પછી જેને યુનિવર્સીટીની લાયકાત મેળવવી હોય તેને તેવી સગવડ ગુરુકુલમાં મળે તેવું થવું જોઇએ. જો તેમ કરવું યોગ્ય ન જણાય તો પરદેશની યુનિવર્સિટીઓ સાથે પત્રવ્યવહાર કરીને અહીંના વિદ્યાર્થીઓને તેમની યોગ્યતા અને ઇચ્છા મુજબના વિષયોના નિષ્ણાત થવા માટે પરદેશ મોકલી આપવાની ગોઠવણ થવી જોઇએ. આ કાર્યમાં ગુરુકુલ

અને વાલી બંનેએ મળીને કાર્ય કરવું જોઇએ. અહીંની કોલેજના કે મહાવિદ્યાલયના ચાર વર્ષ કરતાં વિદેશના બે વર્ષનું શિક્ષણ વધુ ફલદાયી નીવડે છે. તેમ છતાં જેને સ્નાતક થવુંજ હોય તેને માટે તેવી સગવડ રાખવી જોઇએ. તેવા સ્નાતકને સ્નાતક થયા પછી ૨–૩ વર્ષ સુધી દેશની બીજી સંસ્થાઓનો અનુભવ અપાવો જોઇએ. આજે આપણી પાસે વેદના સ્નાતકો, આયુર્વેદના સ્નાતકો અને સિદ્ધાંત અને વિદ્યાના સ્નાતકો છે. એમાં આયુર્વેદના સ્નાતકોને વહેવારૂ જ્ઞાન મળે તેવા વૈદ્યો પાસે ગુરુકુલ તરફથી સ્નાતકોને આચાર્યે ભલામણ કરીને મોકલી આપવા જોઇએ. વેદાલંકારોને રિસર્ચ કામની સગવડ માટે પુનાના ભાંડારકર ઇન્સ્ટીટયુટ, શાંતિનિકેતન, અડિયાર અને વેદના અમુક અભ્યાસીઓ પાસે એ વિદ્યાર્થીઓને મોકલી આપવા જોઇએ. આ નહિ થાય ત્યાં સુધી શીખેલી વિદ્યા સમાજને ઉપયોગી થઇ પડે તેવી રીતે તેનો ઉપયોગ નહિ થઇ શકે.

(૬) જે પ્રમાણે ટ્રેનીંગ સ્કૂલો કે કોલેજો હોય છે તે રીતે જે સ્નાતકોને અધ્યાપક બનવું હોય તેમને શિક્ષણ કેમ આપવું તે શીખવવાની જરૂર છે અને તેવા પ્રેકટીસીંગ વર્ગો ગુરુકુલમાં ખોલવાથી વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકોને ઘણો લાભ થશે.

**પરીક્ષા પદ્ધતિ :** પરીક્ષાની પદ્ધતિ ખરાબ છે એમ શિક્ષણ શાસ્ત્રીઓ કહે છે છતાં ગુરુકુલમાં એ પ્રણાલિ હજી ચાલે છે. એની જરૂર છે ખરી પણ પદ્ધતિમાં પરિવર્તનની જરૂર છે. દાખલા તરીકે ઇતિહાસની પરીક્ષા લેવી હોય તો વિદ્યાર્થીઓને પરીક્ષા વખતે ગમે તે ઇતિહાસ સાથે રાખવાની અને ઉત્તર આપતી વખતે એ પુસ્તકોનો આશ્રય લેવાની છૂટ આપવી જોઇએ. પ્રશ્નો કાઢતી વખતે બુદ્ધિમત્તાથી જો પ્રશ્નો કઢાયા હશે તો જે વિદ્યાર્થીએ ઇતિહાસ વાંચ્યો હશે તેજ ઉત્તરો આપી શકશે અને જેણે

ઇતિહાસ નહિ વાંચ્યો હશે તેની પાસે પુસ્તકોનો ઢગલો હશે છતાં પણ ઉત્તર નહિ લખી શકે. આથી ઘણીયે હકીકતો યાદ રાખવાના બોજામાંથી વિદ્યાર્થીને બચાવી શકાશે, અને જીવનમાં લેખક કે ભાષણકર્તાને જે વિષયનું નિરૂપણ કરવું હોય છે તે વખતે પુસ્તકોને જોઇનેજ તેમ કરવું પડે છે. આથી એક વાત સમજાશે કે વિદ્યાર્થીઓને selection ચુંટણી કરવાનું અને reference શોધી કાઢતાં અને તેને યોગ્ય સ્થળે યોગ્ય રીતે ગોઠવતાં શીખવાય તો વિદ્યાર્થી જ્વલંત બની શકે છે. આજે અભ્યાસક્રમમાં ઘણા ગોખણીયા વિષયો દાખલ થયલા હોવાથી વિદ્યાર્થીઓની કેટલીયે શક્તિઓ બુઠી થઈ જાય છે. એ ખરૂં કે સંસ્કૃતના શ્લોકો અને અન્ય જ્ઞાતવ્ય ચીજો તો બાળપણમાં મોઢે કરાવી લેવી જોઇએ. ગોખાવવું એ ખરાબ નથી પણ એનો ઉપયોગ થોડાકજ વર્ષ સુધી કરાવવો જોઇએ. ઇતિહાસ, ભૂગોળ વગેરે જે જે વિષયોની પરીક્ષા વખતે પાઠયપુસ્તકો સાથે રાખવાની છૂટ આપી શકાય તે છૂટ જરૂર આપવી જોઇએ. વળી આખા વર્ષના અભ્યાસની પ્રગતિ જોઇને બાળકને વાર્ષિક પરીક્ષા વખતે છૂટછાટ અપાવી જોઇએ. ચારિત્ર્યની, સારી ટેવોની, સારી વર્તણુકની પણ પરીક્ષા થવી જોઇએ અને તેની નોંધ દરેક બાળકની જુદી જુદી હોવી જોઇએ. શિક્ષકે દરેક બાળકની કુટેવોની ખાનગી નોંધ રાખવી જોઇએ અને તે બાળકના વાલીને વંચાવવી જોઇએ. તે કુટેવો સુધારવા શા ઉપાયો લીધા અને તેનું શું પરિણામ આવ્યું તે પણ લખવું જોઇએ.

**માબાપો સાથેનો સંપર્ક:** ગુરુકુલે વાલીઓની સભા ભરવા માત્રથી પોતાનું કર્તવ્ય કરી લીધું એમ માનવાની જરૂર નથી. વાલીઓ સાથેનો જેટલો વધુ સંપર્ક ગુરુકુલ સાધશે તેટલી ઉન્નતિ ગુરુકુલની થશે, અને હું તો માનું છું કે જ્યાં સુધી બાળકોને અવારનવાર આ સમાજમાં, વાલીઓની ગોદમાં થોડા વખત માટે

મોકલવાની પદ્ધતિ ગુરુકુલના કાર્યકર્તાઓ દાખલ નહિ કરશે ત્યાં સુધી ઘણાયે અનિષ્ટો દૂર નહિ થાય. આને માટે જલ્દી સતર્ક થવાની જરૂર છે.

અંતે ઉપસંહારમાં એટલું જણાવીશ કે ગુરુકુલોની જરૂર ભૂતકાળમાં હતી તેથી વધુ જરૂર આજે છે અને ભાવિમાં જરૂર રહેશે. પણ એને માટે ગુરુકુલના સંચાલનમાં, અભ્યાસક્રમમાં, અન્ય બાબતોમાં શીઘ્ર પરિવર્તનોની જરૂર છે. ગુરુકુલોનું પ્રાંતીય સંગઠન થવું જોઇએ, એટલુંજ નહિ પણ ગુરુકુલ યુનિવર્સિટી એક જ હોવી જોઇએ. આખા હિન્દમાં સ્નાતકો એકજ ગુરુકુલમાંથી બહાર પડવા જોઇએ. પ્રાંતીય સંગઠન વગર આ બધું આકાશ કુસુમવત્ છે એ જાણ્યા છતાં લખી દેવાય છે. હવે ગુરુકુલો ગણ્યાંગાંઠયાં છે અને તેને સમૃદ્ધ કરવાની જરૂર છે. મને શ્રદ્ધા છે કે આર્યસમાજને જો જીવતી સંસ્થા તરીકે જીવવું હશે તો ગુરુકુલના અસ્તિત્વની ભારે જરૂર છે. એના વગરની આર્યસમાજ વંધ્યા બનશે, અને તેમ થતાં **कृण्वन्तो विश्वमार्यम्** ની ઉચ્ચ ભાવના નિરર્થક બનશે.



"ગુરુકુલના તે મહાન્ પ્રવર્તક સ્વામી શ્રદ્ધાનન્દજીને રાષ્ટ્ર નિર્માતા nation builder ના રૂપમાં પ્રણામ કરૂં છું. ભારતની પ્રાચીન પુણ્યભૂમિની કેટલીક જાતીયસ્મૃતિઓના જ્વલંત સાક્ષી-સ્વરૂપ ગુરુકુલ છે. નવીન ભારતના વિકાસમાં ગુરુકુલનું સ્થાન મહત્વપૂર્ણ છે અને રહેશે. વર્તમાન ભારતના શિક્ષાક્ષેત્રમાં મોટામાં મોટી ભેટ "ગુરુકુલ" છે."

**—સાધુ વાસ્વાની.**

"હિન્દુસ્થાન કે પ્રત્યેક કોનેમેં ગુરુકુલ કે લિયે થેલીયાં ખુલ્લા મૂંહ કરકે પૂકાર રહી હૈ. પરંતુ જાકર લે આનેવાલે પવિત્ર આત્મા નહીં હૈ. મુઝે સચ્ચે આત્માઓંકી આવશ્યકતા હૈ. અપને રક્તસે ગુરુકુલ વૃક્ષ કો સીંચને વાલોંકી જરૂરત હૈ."

**—મહાત્મા મુંશીરામજી.**

[ સંપૂર્ણ ]

"હું ગુરુ દયાનન્દનો પૂજારી છું. તેમના અનુયાયીઓની સ્તુતિ કરનારો છું. તેમણે રાષ્ટ્રીય કેળવણીને વધુ મૂર્તિમંત કરી છે. **રાષ્ટ્રીય કેળવણીનો સક્રિય અખતરો સફળ કરવામાં એમના અનુયાયીઓનો મોટો હિસ્સો** છે. બીજા બધા આરંભે શૂરા હશે પણ તે દોષ આર્યસમાજને લાગતો નથી. આ ધાર્મિક રાષ્ટ્રીય વિદ્યાલયો સાચાં જીવતાં મંદિરો છે. હું મગરૂબીથી કહું છું કે હિન્દુ ધર્મ, રાષ્ટ્રીય કેળવણી અને બ્રહ્મચર્યનો સંગમ કોઈપણ સ્થળે થયો હોય તો તે માત્ર ગુરુકુલોમાં છે."

**—સરદાર વલ્લભભાઇ**

"મને, લોકમાન્યને અને દેશબંધુને આજની સડેલ, ઝેરી અને નિર્વીર્ય શિક્ષણપ્રણાલિના વિદ્યાર્થી જણાવવામાં આવે છે. પણ મારે જણાવવું જોઈએ કે જો અમે દેશની કશીએ સેવા કરી શકયા હોઈએ તો તે એ વિષવલ્લરીના વિષને વમન કરીને શુદ્ધ ભારતીય હ્રદય બનાવ્યા બાદ જ. વળી જ્યાં સુધી એક ભારતવાસી અંગ્રેજી શિક્ષાદીક્ષાથી ભૂષિત ન બને ત્યાં સુધી તે દેશની કશીયે નોંધવા જેવી સેવા ન કરી શકે એ પાગલનો પ્રલાપ છે. એવા મિથ્યાવાદી લોકોની આંખ આગળ મહર્ષિ દયાનન્દનું જ્વલંત ઉદાહરણ પડેલું છે. કહેવાની જરૂર નથી કે **સ્વામીજીનું ચિરંજીવી કાર્ય (ગુરુકુલ) શુદ્ધ ભારતીય ભેજાની નીપજ હતું."**

**—મહાત્મા ગાંધીજી**

"આખા હિન્દમાં **મૌલિક અને રસદાયી શિક્ષણનો પ્રયોગ** કરવાનું કાર્ય ગુરુકુલે કર્યું છે. ઋષિમુનીઓની પુરાણ-પુનિત પદ્ધતિ સાથે વર્તમાન વૈજ્ઞાનિક પદ્ધતિઓનું સુંદર મિશ્રણ કરીને એકાંત જંગલમાં ધાર્મિક કર્તવ્ય કરનારા તપસ્વીઓનું આ તપોવન છે. અહીં બ્રહ્મચારીઓનાં શરીર નીરોગ અને મજબૂત બને છે અને તેમનાં મન આજ્ઞાધારી, સત્યવાદી અને ભક્તિમય બને છે. ગુરુકુલ એક આદર્શ યુનિવર્સિટી છે."

**—સર જેમ્સ મેસ્ટન**

બ્રહ્મજન્મ પામેલો બ્રહ્મચારી જાણ્યાસમું સન્ધું જ્યાં જાણે અને અંધકારનાં આભ જ્યાંથી તરી ઉતરે એ ગુરુકુલ.

—(ભાગવત)

ગુરુકુલ એટલે આર્યસંસ્કૃતિનો સંસ્કાર ભંડાર: Culture store of Aryan Civilization. ગુરુકુલનો એકેકો બ્રહ્મચારી એટલે આર્યસંસ્કૃતિનું જગત્સફરી જહાજ. ખંડખંડના બંદરે બંદરે વિચરનાર અને આર્યત્વનો જગત્ સંદેશ પ્રજા પ્રજાને સંભળાવનાર તે બ્રહ્મચારી.

—કવિ ન્હાનાલાલ.

બ્રહ્મચારીઓનો બ્રહ્મવારસો: માનવવંશની સંસ્કાર યમુના, સંસ્કૃતિ સરસ્વતી અને સારસ્વત ગંગા રૂપ ત્રિવેણીનું મૂળ વેદ. વેદમન્ત્રની આજ્ઞા: ચારે ખંડનું આર્યાવર્ત કરો. પૃથ્વી ભરી આર્યસંસ્કૃતિ પાથરો; **कृण्वन्तो विश्वमार्यम्**. જપ, તપ, સંયમ, બ્રહ્મચર્ય, સાદું અણુખર્ચાળ જીવન, સરળ અણુઆડંબરી રંકને યે શોભતો સંસાર, વનવાસી ઋષિઆશ્રમો, તપસ્વીઓનાં તપોવનો: ઠેરઠેર એ પાછાં પૃથ્વીમાં સ્થાપો. અસ્વર્ગ્ય અને અકીર્તિકરને સ્વર્ગ્ય અને કીર્તિકર કરો. આર્યસંસ્કૃતિનો અને આર્યકુળનો ગોત્રસમેગો ભરો. આર્યપ્રજાઓનો આર્યસંઘ સ્થાપો.

—કવિ ન્હાનાલાલ.



# ગુરુકુલ બ્રહ્મચર્યાશ્રમ, આણંદ.

**मातृमान् पितृमान् आचार्यवान् पुरुषोवेदः ॥** આ બ્રાહ્મણ ગ્રથનું વચન છે. એનો અર્થ એ થાય છે કે યોગ્ય માતાપિતા અને યોગ્ય આચાર્યના હાથ નીચે કેળવાયા પછીજ યોગ્ય પુરુષ બની શકે છે. ૧૦ વર્ષની ઉમર પછી બાળકો માબાપો પાસે રહીને શિક્ષણ મેળવે અને આચાર્ય પાસે રહીને શિક્ષણ મેળવે એમાં ઘણો ફેર પડે છે. કારણ કે માબાપોને તો આ જમાનામાં પેટ ભરવાને માટે અનેક પ્રકારની પ્રવૃત્તિઓ કરવી પડે છે, અને તેથી બાળકોની કેળવણી પાછળ ધ્યાન આપવાને તેમને સમય મળતો નથી અને મોટા ભાગનાં માબાપોમાં તેવી યોગ્યતા પણ હોતી નથી. તેથી આપણા શાસ્ત્રોમાં બાળકોની શિક્ષા ગુરુકુલ દ્વારા આપવાનું વિધાન છે, પરંતુ ચાલુ જમાનામાં પ્રાચીન ગુરુકુલ પદ્ધતિ તરફ જનતાની ઉદાસીનતા હોવાથી પોતાના બાળકોને એવા પ્રકારનું શિક્ષણ આપવા તૈયાર જણાતા નથી તેથી પ્રાચીન અને અર્વાચીન શિક્ષાનો કંઈક હેતુ સરે તે માટે ચરોતર પ્રદેશ આર્યસમાજે **ગુરુકુલ બ્રહ્મચર્યાશ્રમની** વ્યવસ્થા કરી છે. જેમાં ગુરુકુલની પદ્ધતિ પ્રમાણે બ્રહ્મચારીઓને બ્રહ્મચર્યના નિયમો પળાવી ધાર્મિક શિક્ષણ આપવામા [illegible]છે. અને તે સિવાયનું શિક્ષણ સ્કુલ કે હાઇસ્કુલમાં મોકલીને અપાવાય છે. આશ્રમનું સ્થાન ગામ તેમજ સ્ટેશનની મધ્યમાં વસ્તીથી અલગ ઉત્તમ જળવાયુવાળા સ્થાનમાં આવેલું છે અને તેથી બ્રહ્મચારીઓ ઉત્તમ સ્વાસ્થ્ય મેળવી શકે છે. આશ્રમમા પં. મયાશંકરજી શર્મા. જેમણે ગુરુકુલમાં છેલ્લા ૨૫ વરસથી આચાર્ય તરીકે રહી કામ કર્યું છે. આ આશ્રમમાં આચાર્ય તરીકે કામ કરે છે અને તેમની દે બ્રહ્મચારીઓ રહે છે. આશ્રમનું છ માસના સત્રનું શુલ્ક ફક્ત રૂા. . . રાખવામાં આવ્યું છે. બ્રહ્મચારીઓની સ્કૂલ ફી તથા પુસ્તકો. કપડાંનું ખર્ચ વાલીઓને શીર છે. જે માબાપોને પોતાના બાળકને આ આશ્રમનો લાભ આપવો હોય તેમણે નીચેના શીરનામે પત્રવ્યવહાર કરવો.

વ્યવસ્થાપક, **ગુરુકુલ બ્રહ્મચર્યાશ્રમ, આણંદ.**

શ્રી. રા. પું. આર્યપ્રકાશ પ્રેસ. આણંદમાં રણછોડભાઇ વહેરીભાઈ પટેલે છાપ્યું અને બાપુભાઈ કુબેરદાસ પટેલે ત્યાંથીજ પ્રસિદ્ધ કર્યું. તા. ૧-૯-૪૦